બાલજીવન પુસ્તકમાળા-પુસ્તક ૧૦

# આનંદધારા

## ભાગ ૪

બાલવાર્તાઓનો સચિત્ર સંગ્રહ


-: પ્રયોજક :-

રમણલાલ નાનાલાલ શાહ

તંત્રી-બાલજીવન


[ આવૃત્તિ ૨જી ]


પ્રકાશક: કસનદાસ નારણદાસ

બૂકસેલર-નાણાવટ-સુરત

[ .. ૧૯૮૪ ] આઠ આના [ સન ૧૯૨૮

# બાલજીવન પુસ્તકમાળાનાં પુસ્તકો

| | | |
|---|---|---|
| (૧) | વસંત ... ... | (શીલક નથી) |
| (૨) | સ્વામિભક્ત સુરપાળ ... | ( „ ) |
| (૩) | બાલા ગીત મંજરી ... | ( „ ) |
| (૪) | અમારી વાર્તાઓ× ... | ( „ ) |
| *(૫) | આનંદધારા ભાગ ૧ ... | ૦–૬–૦ |
| (૬) | અમારી બીજી વાર્તાઓ× | ૦–૮–૦ |
| *(૭) | આનંદધારા ભાગ ૨× ... | ૦–૭–૦ |
| *(૮) | આનંદધારા ભાગ ૩× ... | ૦–૮–૦ |
| (૯) | સરોવરની સુંદરી× ... | ૦–૨–૦ |
| *(૧૦) | આનંદધારા ભાગ ૪×... | ૦–૮–૦ |
| (૧૧) | અમારી ત્રીજી વાર્તાઓ | ૦-૧૨-૦ |
| (૧૨) | આનંદકુંજ ભાગ ૧×... | ૦–૮–૦ |
| (૧૩) | સારી સારી વાતો ... | ૦–૮–૦ |

* નંબર ૫–૭–૮ ને ૧૦ની બીજી આવૃત્તિઓ બહાર પડી છે. નં. ૪, ૬, ૭, ૮, ૯, અને ૧૦ની ચોપડીઓ વડોદરા અને અને અંગ્રેજી સરકારી કેળવણીખાતાંઓએ ઈનામ અને શાળાપુસ્તકાલયો માટે મંજુર કરેલી છે. બીજી થતી જાય છે.

# પ્રસ્તાવના

આનંદધારા ભાગ ૪ની પહેલી આવૃત્તિ ગયે વર્ષે બહાર પડેલી તે ખલાસ થઇ ગઇ અને નવી આવૃત્તિ બહાર પાડવાનો પ્રસંગ આવ્યો. બાલજીવન કાર્યાલય તરફથી બીજાં પુસ્તકો વગેરેના પ્રકાશનના કાર્યને લીધે તે છાપવાની સવડ નહોતી. એટલામાં શ્રી. કસનદાસ નારણદાસ બુકસેલરે તેની બીજી આવૃત્તિ છપાવવા માગણી કરી. બાલસાહિત્યનો પ્રચાર એ જ આ પ્રવૃત્તિનું ધ્યેય હોવાને લીધે મેં તેમને ખુશીથી આ ચોપડાની બીજી આવૃત્તિ બહાર પાડવા પુરતા હકક આપ્યા, ને એ રીતે ગુજરાતી બાલપ્રજાસમક્ષ આ ચોપડીની બીજી આવૃત્તિ આજે રજુ થાય છે. બાળકોમાં એ પ્રિય થઇ પડેલી હતી તે તો એની ખપત ઉપરથી જ સ્પષ્ટ જણાય છે. એટલે એ સંબંધમાં ખાસ લખવાપણું કાંઇ રહેતું નથી.

"બાલજીવન" માસિકની બીજી આવૃત્તિ કાંઇ નીકળી ન શકે. એમાં આવતા અનેક ઉપયોગી વિષયો ને ચિત્રોના જુદા જુદા સંગ્રહો ભવિષ્યમાં બાલજીવનનું પોતાનું છાપખાનું થાય ત્યારે બહાર પાડવા ધારણા છે. પણ તે દરમ્યાન બાળકોનો સૌથી માનીતો વિષય,–ને બાલસાહિત્યનું પ્રધાન અંગ–બાલવાર્તાઓ–એમની એમ એ અંકોની સાથે જ અદૃશ્ય થાય એ વ્યાજબી ન લાગ્યું. હજારો બાલકોએ એ વાતો "બાલજીવન"માં વાંચીને મોજ મેળવેલી છે. બીજાં હજારોના મનરંજન માટે આવા વાર્તાસંગ્રહો પ્રકટ કરવાની યોજના કરેલી છે.

આનંદધારાના એકથી ચાર ભાગ આ રીતે તૈયાર થયા છે અને હવે આનંદધારા સમાપ્ત થાય છે. આ એનો છેલ્લો ભાગ છે. "બાલજીવન"માં આવેલી બીજી લોકપ્રિય બાલવાર્તાઓનો નવો સંગ્રહ થોડા વખતમાં **"સારી સારી વાતો"**ના નામે બહાર પાડવાની તજવીજ ચાલુ છે.

આનંદધારાનો ૪થો ભાગ પણ આગળના ભાગોની જેમ વડોદરા અને અંગ્રેજી રાજ્યના કેળવણીખાતાંઓએ ઇનામ અને શાળા પુસ્તકાલયો ખાતે મંજુર કર્યો છે જે માટે અમે તેમના આભારી થયા છીએ.

આનંદધારાના ભાગ ૨, ૩ ને ૪ની નવી આવૃત્તિમાં ખાસ ફેરફાર કાંઈ પણ કર્યો નથી. માત્ર કિંમતમાં એકેક આનાનો ઘટાડો કર્યો છે.

શ્રાવણ શુક્લ પ્રતિપદા }
૧૯૮૪ }

**રમણલાલ નાનાલાલ શાહ**

# અનુક્રમણિકા



---


મુદ્રકઃ–નારાયણરાવ લક્ષ્મણરાવ નીકમ

મુદ્રણસ્થાનઃ–શંકર પ્રીન્ટીંગ પ્રેસ, ચોટાના પુલ ઉપર, ટાંકી પાસે–સુરત



આનંદધારા ]   મ ણિ   [ ભાગ ૪થો

એક સુંદર નાગ કુમાર હાથમાં થાળ લઈને ઉતરી આવ્યો–પાન ૬

સ. વિ. છાપ. વડોદરા

# આનંદધારા ભાગ ૪



## ફુલરાણી

શ્રી શિવાજી મહારાજના મહારાષ્ટ્ર દેશમાં ઘણાં વર્ષો પૂર્વે યમુનાપુર નામનું એક મોટું ગામ હતું. ગામમાં પૈસો એટલો હતો કે ન પૂછો વાત ! લોકો પાણી પીવાની જગ્યાએ દુધ પીતાં. તમારાં જેવાં બાળકો સોના રૂપાનાં રમકડાંવડે રમત ગમત કરતાં.

એ યમુનાપુરમાં શ્રીધરપંત કરીને એક બ્રાહ્મણ રહેતો હતો. ! દરરોજ સવાર સાંજ હરિકથા કરતો અને બાકીના વખતમાં .વિદ્યાર્થીઓને ગીતાપાઠ કરાવતો.

એ બ્રાહ્મણને બે દીકરા હતા. એકનું નામ ગોવિંદ અને બીજા
નામ હરિહર. ગોવિંદ મોટો થયો ત્યારે શ્રીધરપંતે તેનાં કાન્તા નામન
છોકરી સાથે લગ્ન કર્યાં. નાનપણમાં કાન્તાને ફુલો બહુ ગમત
તેથી તેની સખીઓએ તેનું નામ ફુલરાણી પાડયું હતું.

ફુલરાણી મોટી થઇ એટલે તેના પિતાએ તેને સાસરે વળાવ
ફુલરાણી સાસરે રહેવા લાગી.

શ્રીધરપંત દર શ્રાવણ માસની અમાવાસ્યાએ પોતાના બાપન
સપીંડીકરણ ક્રિયા કરતા અને ગામના બધા બ્રાહ્મણોને જમવા બોલાવત

પરંતુ દુર્ભાગ્યે પંતમહાશયની તે ઇચ્છા પુરી પડતી નહિ
બ્રાહ્મણો આવતા, સંધ્યા પૂજા ને ક્રિયાકાંડ થઇ રહેતાં, અને જ
પાટલે જમવા બેસતાં પહેલો કોળીઓ મ્હોંમાં મુકવા જાય કે તરત
ફુલરાણીને પુત્ર પ્રસવ્યાની ખબર આવતી! તેથી જમણ જમણ
ઠેકાણે રહી જતું. જે ગૃહસ્થને ત્યાં સંતાન પ્રાપ્તિ થાય તેના ઘર
દશ દિવસ સુધી ભોજન ન લઈ શકાય એ શાસ્ત્રાજ્ઞા પ્રમા
બ્રાહ્મણોને ભૂખ્યા ઉઠી જવું પડતું.

થોડી વારમાં ફુલરાણીનું બાળક પણ મરી જતું અને બધ
રસોઇ નાખી દેવી પડતી.

લાગલાગટ છ વર્ષ સુધી શ્રીધરપંત એ જ દિવસે બ્રાહ્મણો
જમવા તેડતા અને ફુલરાણીને પુત્ર પ્રસવ થવાથી હંમેશ પ્રમાણે બ
રસોઇ રખડી જતી. મોદકના ઉપાસક બ્રાહ્મણોને ખીજવાઇ
ફુલરાણીને ગાળો દેતાં દેતાં પાછા ઘેર જવું પડતું.

આ પ્રમાણે છ વર્ષોનાં વહાણાં વહી ગયાં. સાતમા વર્ષ
સવાર પડી અને ફરી શ્રાવણ માસ આવીને ઉભો રહ્યો. શ્રીધરપં



આનંદધારા ] ફુલરાણી [ ભાગ ૪ થો

શ્રીધરપંત દર શ્રાવણ માસની અમાવાસ્યાએ પોતાના બાપની સપીંડીકરણ ક્રિયા કરતા.—પાન ૨





ફુલરાણી સાતે બાળકોસાથે યમુનાપુરને પાદરે આવી પહોંચી હતી.

—પાન ૬

ફરી બ્રાહ્મણોને જમવા તેડાવ્યા અને મોટે ખરચે સારી રસોઇ કરાવી. એટલામાં પુલરાણીને પુત્ર પ્રસવ્યાની ખબર લઇ એક ચાકરડી શ્રીધરપંત પાસે આવી.

શ્રીધરપંત મનમાં સમજી ગયા કે વળી કાંઇ નવાજુની થઈ છે! તે ગુસ્સાથી લાલચોળ થતા તે ચાકરડીની સામા ગયા. ચાકરડીનો હાથ પકડી ઘરમાં પુલરાણીની પાસે લઇ ગયા અને ત્યાં જ એક ઓરડામાં તેને પુરી રાખી. પુલરાણીને ઘોર જંગલમાં હાંકી કાઢી.

પુલરાણી ગઈ—ગઈ—ગઇ તે એક મોટા રાનમાં ગઈ. એક ઝાડ નીચે બેસી તે બિચારી મોટે સાદે રડવા લાગી.

પુલરાણીનું રડવું સાંભળી એક ડોસી જેવી દેખાતી સ્ત્રી ત્યાં આવી. પુલરાણીનું આ છેલ્લું બાળક પણ મરી ગયું હતું. મરેલા બાળકને ગોદમાં લઇને પુલરાણીને રોતી બેઠેલી જોઈ પેલી ડોસી બોલી:—"બાઇ, તું કયાંથી આવે છે, અને કોણ છે? દેવી છે કે રાક્ષસણી છે? ભૂત છે કે પિશાચણી છે? આ ઘોર જંગલમાં તું કેમ આવી છે?"

પુલરાણીએ બધી વાત ડોસીને કહી સંભળાવી. ડોસી બોલી, "બ્હેન! એમાં રોવું શું? દુનીઆ આખી એવી જ દુ:ખી છે. માટે છાની રહે. રડ નહિ!"

પુલરાણી તેમ તેમ વધારે વધારે વિલાપ કરવા લાગી. ડોસીએ ફરી તેને કહ્યું, "બાઈ! ગભરાઈ ન જા. જો અહીંથી ત્રણ ગાઉ દૂર એક મોટું શિવમંદિર છે. એ શિવમંદિરની પાછળ બીલ્લીનું એક મોટું ઝાડ છે. ત્યાં જઇને તું બેસ.

"આજ રાતે બાર વાગે ત્યાં વનદેવી સાત નાગકન્યાઓને લઇને આવશે. પહેલાં તો તે શિવ ભગવાનની પૂજા કરશે. પછી ઘેર જતી વખતે બારણે આવીને વનદેવી મોટેથી બૂમ મારશેઃ–'અહીં કોઈ છે ? કોઇને કાંઇ માગવું છે ?' આવી બૂમો સંભળાય ત્યારે તું કહેજે કે, 'હા હું છું.' પછી તારે જોઇએ તે માગી લેજે."

પુલરાણી ત્યાં ગઈ. પેલી ડોસી જાતે જ વનદેવી હતી. તે તરત અંતર્ધ્યાન થઈ ગઈ. રાત પડી. અંધારૂં બધે વિંટાઈ ગયું. આકાશમાં કાળાં વાદળાં દોડવા લાગ્યાં. એટલામાં ત્યાં ખુબ અજવાળું થઇ રહ્યું. વનદેવી પોતાની સખી નાગકન્યાઓ સાથે શિવપૂજા કરવાને આવી હતી.

પૂજા થઈ રહી. વનદેવી બહાર નીકળી અને મંદિરની પાળ ઉપર ઉભી રહી મોટે સાદે બોલી,–"અહીં કોઈ છે ? કોઇને કાંઇ વરદાન માગવું છે ?"

પુલરાણી તરત જ બીલ્લીના ઝાડ તળેથી બોલી ઉઠી.–"હા હું છું."

નાગકન્યાઓ તો આ સાંભળી આશ્ચર્યમાં ગરકાવ થઇ ગઈ. વનદેવીએ પુલરાણીનું બોલવું સાંભળી નાગકન્યાઓને ત્યાં બોલાવી અને બધાંને સાથે લઈ વનદેવી પુલરાણીની પાસે ગઇ.

"તું કોણ છે, અને શું માંગે છે ?" નાગકન્યાએ પુલરાણીને પૂછયું. પુલરાણીએ પોતાની બધી વાત કહી સંભળાવી. આ સાંભળી નાગકન્યાએ પોતાની સાથેના એક રાક્ષસને આજ્ઞા કરી–"જા; પુલરાણીના આ બાળકને નદીમાં સ્નાન કરાવી લાવ."

રાક્ષસ તે બાળકને લઇ ગયો. પુલરાણીનું આ સાતમું બાળક હતું. છએ વર્ષે તેને થયેલાં છ બાળકો મરી ગયાં હતાં અને આ સાતમું બાળક પણ મરણ પામે એ જોઇ કોનું હૈયું હાથમાં રહે? પુલરાણી વળી વળીને રડવા લાગી.

એટલામાં સામેથી કાળા શરીરના સાત રાક્ષસો ત્યાં આવતા જણાયા. તે દરેકના હાથમાં એક એક બાળક હતું. પહેલા રાક્ષસ પાસે છ વર્ષનું, બીજા પાસે પાંચ, ત્રીજા પાસે ચાર, ચોથા પાસે ત્રણ, પાંચમા પાસે બે, છઠ્ઠા પાસે એક વર્ષનું અને સાતમા પાસે સૌથી નાનું એમ સાત બાળકો હતાં. રાક્ષસોએ તેમને આણીને પુલરાણીથી સાત હાથ દૂર દરેક બાળકને એકેક હાથને અંતરે સુવાડ્યાં.

વનદેવીએ એક મંત્ર ભણી પાણીની અંજલી તેમના પર છાંટી અને તેઓ સઘળાં અંતર્ધ્યાન થઇ ગયાં.

પુલરાણીને ગાઢ નિદ્રા આવી ગઇ.

ભાદ્રપદ માસના પહેલા દિવસની ગુલાબી સવાર થઈ. પુલરાણીની આંખ ખુલી ગઇ. તે તો આશ્ચર્યથી જાણે ગાંડી થઇ ગઈ!

છ, પાંચ, ચાર ને ત્રણ વર્ષનાં ચાર બાળકો દોડતાં દોડતાં પુલરાણીની પાસે આવ્યાં. બે વર્ષનું બાળક ધીમે ધીમે ચાલતું ચાલતું પોતાની વ્હાલી માતાની પાસે આવ્યું. એક વર્ષનું બાળક ઘુંટણીઆં તાણતું તેની માને વળગી પડયું. છેક નાનું બાળક પુલરાણીની પાસે પડયું ને તેની સામે જોઇ કીલકીલાટ કરતું હસવા લાગ્યું.

પુલરાણીના આનંદનો પાર ન રહ્યો. તે બધાં બાળકોને લઈને ઘર ભણી ચાલવા લાગી. એટલામાં ફરી વનદેવી તેને સામી મળી,

અને બોલી,–" પુલરાણી, જો આ વખતે તો સાત નાગકન્યાઓની કૃપાથી મેં તારાં બાળકોને સજીવન કરાવ્યાં છે. પણ હવે ફરી જો તું એ સાત નાગકન્યાઓનું સંભારણું નહિ કરે તો તારો એ ને એ જ દિવસ આવશે. એ સાત નાગકન્યાઓ પણ મારા જેવી જ દેવીઓ છે. માટે હવેથી દરેક શ્રાવણ માસની અમાવાસ્યાએ તું તેમનું પૂજન કરજે. ચાલ. હવે તું આંખ મીંચી લે !"

પુલરાણીએ આંખો મીંચી. જરા વાર રહી તેની આંખો ખુલી ગઇ. હવે ત્યાં નહોતી વનદેવી કે નહોતું જંગલ. પુલરાણી સાતે બાળકો સાથે યમુનાપુરને પાદરે આવી પહોંચી હતી.

લોકોએ ભટજીને આ વાતની ખબર આપી. છોકરાઓ તાળી પાડતા પાડતા ભટજીના બારણામાં આવીને તેને પુલરાણીના આવ્યાની ખબર આપવા લાગ્યા. શ્રીધરપંત આ સાંભળતાં આશ્ચર્યમાં પડી ગયા. પહેલાં તો તેમને એ વાતની ખાતરી ન થઈ. છેવટે તેમણે પાદરે જઈ એ વાતની ખાતરી કરી. શ્રીધરપંત પુષ્પ પત્ર લઇ વહુને ફુલે વધાવતા ઘેર તેડી લાવ્યા.

પુલરાણીનાં માન વધ્યાં. સાત પુત્રોથી શ્રીધરપંતનું ઘર ભરાઇ ગયું અને જ્યાં ત્યાં પુલરાણીના નામની વાહવાહ થઇ રહી.

પુલરાણી અને ગોવિંદપંત સુખભોગમાં દિવસો ગાળવા લાગ્યાં. તેમને કોઈ પણ જાતનું સંકટ રહ્યું નહિ. તે દિવસથી મહારાષ્ટ્રીય રમણીઓ દરેક શ્રાવણ માસની અમાવાસ્યાએ પુલરાણીને વનદેવીએ કહેલું વ્રત ઉજવવા લાગી. આજે પણ મહારાષ્ટ્રીઓને ઘેરેઘેર દર શ્રાવણ માસની અમાસે એ વ્રત ઘણા જ આનંદમાં ઉજવાય છે. જે કોઇ વનદેવીની અને નાગકન્યાઓની પૂજા કરશે તે સુખી થશે.

---

# ગુલાબનું ફૂલ

**ચીન** દેશના રાજા સિ–યાંગ ચિનને એક રૂપ રૂપના ભંડાર જેવી છોકરી હતી. તેના ગોરા ગોરા ગુલાબી ગાલ, સુંદર કપાળ, અને મનોહર આંખો જોઇ સૌ કોઈ તેનાં ઓવારણાં લેવા લલચાતાં. છોકરીનું નામ હતું યાંગ–સી. યાંગ–સીની ઉમ્મર ૧૯ વર્ષની હતી.

સિ–યાંગ ચિનને એ એકની એક છોકરી, એટલે તેના લાડકોડનું તો પુછવું જ શું? બાપ તો તેને જોઇ જોઇને વારી જતો. એક દહાડો સહેજ યાંગ–સીનું માથું દુખ્યું. એટલે તો જાણે દુનિયા ડોલવા લાગી! રાજાજીએ તો વૈદો અને હકીમોની જાણે પાંજરાપોળ ભેગી કરી નાખી. ઘડીકમાં તો રાજકુમારીને મીઠી ઉંઘ આવી ગઇ.

પણ ઉંઘમાં તેણે ગુલાબી આંખોવાળી એક પરીને જોઈ. પરીની પાસે એક સુંદર ગુલાબનું પુલ હતું. શું તે મનોહર પુલની શોભા! પુલમાંથી તો અત્તરની શેરો છુટતી. તેના ઝળઝળ થતા અજવાળાથી તો જાણે આકાશમાંથી ચંદ્રને નાસી જવું પડતું. એ પુલ સોનાનું હતું, અને હીરામાણેકથી મઢેલું હતું.

યાંગ–સી જેવી ઝબકીને જાગી તેવી જ તે સોનાના ગુલાબ પુલને ઝંખવા લાગી. તેણે ખાવું પીવું છોડી દીધું. તે તો રાતદહાડો ગુલાબના પુલને માટે રોવા લાગી.

સિ-યાંગ ચિને ચારે દિશાએ ઘોડેસ્વારો દોડાવ્યા. પુલને માટે આભધરતી એક કર્યાં અને સોનાના ગુલાબ પુલનો સુંદર છોડ આખરે મેળવ્યો. આ છોડમાં એવો ગુણ હતો કે તેના ઉપર એકેક ગુલાબનું પુલ ઉગતું. તે જતું રહેતું તો ફરી બીજું પેદા થતું અને ખોવાઈ ગયેલું જડી આવતું કે તરત જ નવું પુલ અલોપ થઈ જતું.

ગુલાબનું સુંદર પુલ જોઈ યાંગ-સિ તો કાલીઘેલી થઈ ગઈ. તેને રોજ સાથે લઇ ફરવા જતી અને એ નવાઈ બધી દુનિયાને દેખાડતી.

એક દહાડો કોઈ ચીનના શાહુકારે એ પુલ જોયું. છુપાતો છુપાતો તે માણુસ રાજકુમારીની પાછળ પાછળ આવ્યો અને તેના રાજમહેલમાં ભરાઇ ગયો. રાત થઇ એટલે દરબારગઢનાં બારણાં બંધ કરી દેવામાં આવ્યાં. બારણે ચોકી પહેરો બેસી ગયો અને યાંગ-સી ગુલાબના પુલને છાતી સરસું ચાંપીને ઉંઘી ગઈ.

સવાર પડતાં બધાં જાગી ઉઠ્યાં. યાંગ-સી પણ જાગી, અને પુલ શોધવા લાગી. પણ પુલ ન મળે ! ચારે તરફ હાહાકાર થઈ રહ્યો.

ફરી રાત થઈ. અંધારૂં જામ્યું. બધાં સુઈ ગયાં. વળી ગુલાબ પુલની ચોરી થઈ ગઇ. રાજા હાથ ઘસતો રહી ગયો.

આમને આમ એક માસ વીત્યો. છેવટે રાજાએ દાંડી પીટાવી દીધી કે, “જે કોઈ યાંગ-સીને બારણે પહેરો ભરી ગુલાબ ફૂલના ચોરને પકડી આપશે તેને યાંગ-સી અને મારૂં આખું રાજ અર્પણ

કરી દેવામાં આવશે. પણ જો પહેરો ભરનારાથી એક જ રાતમાં ચોર પકડાશે નહિ તો તેના નાકકાન કાપી અવળે ગધેડે બેસાડી ગામ બહાર કાઢી મૂકવામાં આવશે."

સિ–યાંગ ચિનનો સુંદર રાજમહેલ પેકીંગ શહેરમાં હતો. પેકીંગમાં રાજાજીએ ફેરવેલી દાંડીની વાત ધીમે ધીમે જગતભરમાં ફેલાઈ ગઈ. પેકીંગથી થોડે દુર સીન–સેન નામે એક નાનું ગામડું હતું. ત્યાં આગળ થોડા ગામડીઆઓ રહેતા હતા. તેમાંથી એક ગામડીયો યાંગ–સીનો હાથ મેળવવા ઉભો થયો. તેનું નામ હિન શ્યાંગ હતું.

હિન–શ્યાંગ શરીરે કદાવર અને નિરોગી હતો. તેની ઉંમર બાવીસ વર્ષની હતી. બધી રીતે ગુલાબી ગાલોવાળી યાંગ–સીને પરણવાને તે લાયક હતો. હિન–શ્યાંગે હિમ્મત તો ખુબ કરી. પણ તે અંદરથી ડરવા લાગ્યો. "કદાચ મારાથી ચોર પકડાશે નહિ તો? તો શું? તો તો મારાં નાક કાન કાપી નાખવામાં આવશે." એવો વિચાર આવતાં જ તે ચમક્યો. નાક કાન કાપી નાંખતાં કેવી દશા થાય તેની તેને કલ્પના થઇ અને તેને ભયંકર કંપારી આવી.

પણ બીજી જ પળે તેનો વિચાર ફરી ગયો. "અહો! જો મારાથી ચોર પકડાશે તો? તો હું બહાદુર કહેવાઇશ. ચીન દેશનું રાજ મળશે. હજારો માણસો મને સલામો ભરશે. પગે લાગશે. અને પેલી કાળી આંખો ને ગુલાબી મુખડાવાળી રૂપવતી યાંગ–સી મારી રાણી બનીને રહેશે. ઠીક. ગમે તે થાય. પણ એક વાર તો નસીબ અજમાવી જોઉં!"

એમ વિચારી હિન–શ્યાંગ નવાં નવાં કપડાં પહેરી ચંપકવરણી ચાંગ–સીને મેળવવા રસ્તો માપવા લાગ્યો. ચાલતાં ચાલતા હિન–શ્યાંગ છેક પેકીંગની નજીકમાં આવી પહોંચ્યો.

પેકીંગની થડમાં જ એક દારૂની દુકાન હતી. હિન–શ્યાંગ એ દુકાનમાં પેઠો. શું હિન–શ્યાંગ દારૂ પીવા ગયો હતો? ના, ના. દારૂ પીવાની તો તેની ઇચ્છા જ નહોતી. તેનું મન તો પેલી ગોરા મ્હોં વાળી ચાંગ–સીમાં હતું. પણ તેણે સાંભળ્યું હતું કે દારૂના પીઠાઓમાં ઘણી વેળા ચોર લોકો દારૂ પીવા જાય છે અને ત્યાં પોતાનાં પરાક્રમોની વાતો કરે છે. વખતે અહીં જ ખરો ચોર મળી આવે એમ સમજી તે અંદર પેઠો અને ત્યાં બેઠેલા બીજા માણસો પાસે જઇને દારૂ પીવાનો ઢોંગ કરીને બેસી ગયો.

હિન–શ્યાંગ જેની પાસે બેઠો હતો તે બે માણસો માંહોમાંહે ધીમે ધીમે કાંઇક વાત કરતા હતા. બે માણસોમાં એકનું નામ હતું ફિ–ચી–આઉ અને બીજાનું નામ હતું તાંગ. તાંગ મોટો જાદુગર હતો. તેની પાસે ચોર પકડવાનો એક અદભુત ફાંસો હતો. તેમની બધી વાત હિન–શ્યાંગે ધીમે ધીમે સાંભળી લીધી. દારૂની લહેરમાં ફિ–ચી–આઉ અને તાંગ બન્ને ડોલવા લાગ્યા; અને ડોલતા ડોલતા બહાર નીકળી ગયા. પેલા જાદુઇ ફાંસવાળી પેટી ત્યાં જ ભુલી ગયા!

હિન–શ્યાંગને તો તેટલું જ જોઇતું હતું. જેવા તાંગ અને ફિ–ચી–આઉ બહાર ગયા તેવો જ હિન–શ્યાંગ તો પેલી પેટી લઇ દોડ્યો. દોડે, દોડે, દોડે, તે એટલો દોડે કે આડું અવળું જુએ પણ નહિ! જાણે ભડકેલો સાંઢ! લોકો તો બધા આ જોઈ વિચારમાં પડ્યા. કોઈ કહે આ તો ઘોડદોડની શરત સર કરવા જાય છે. કોઇ

કહે ના! ભાઈ ના! એ તો જરા કસરત કરી જુએ છે. કોઈ કહેતું જાઓ ભાઈ! જાઓ, તમે બધાં ય ભુલ્યાં. એ તો પેલી હુરેન્નત પરિસુરત ચાંગ–સીનો હાથ મેળવવા દોડે છે.

હિન–શ્યાંગે તો કશાની પરવા કરી નહિ. તે સીધોસટ રાજા સિ–ચાંગ ચિનની સામે જઇને ઉભો. રાજા કહેઃ "અરે! આ કોણ મારી સામે ઉભો છે?"

હિન–શ્યાંગ કહે—"સરકાર, હું આપનો તાબેદાર સેવક! કુમારી ચાંગ–સીના પુલનો ચોર પકડવા આવ્યો છું!"

રાજા કહે—"ભાઈ, પણ મારી બધી સરત જાણે છે ને?"

હિન–શ્યાંગના પગમાં હવે જોર આવ્યું હતું. તે બોલ્યો "રાજા! ન કેમ જાણું? બંદા બધું જાણે છે!"

"ઠીક યુવાન! હું તારા ઉપર દયા બતાવું છું. જો સાંભળ. મારી રાજકુમારી પાસે એક સુંદર છોડ છે. તે છોડ ઉપર સોનાનાં ગુલાબ પુલો ઉગે છે. પણ તે મારી પાસે રહેતાં નથી. ચોરો લઈ જાય છે. દેવનું એવું વરદાન છે કે જો એ ચોરાઇ ગએલાં પુલો મારી સત્તાથી હું પાછાં શોધી ન કાઢીશ તો મારો નાશ થઇ જશે. માટે મેં એવી ભયંકર શરત કરી છે કે જેનાથી આ કામ નહિ થાય તેને અવળે ગધેડે બેસાડી નાક કાન કાપી મારી કાઢવામાં આવશે. પણ બાપુ! તારાપર મને દયા આવે છે. હું તને એક રાતને બદલે પંદર રાતની મુદત આપું છું. જા, એટલા વખતમાં ચોર શોધી આપ."

હિનશ્યાંગને સિપાઇઓ ત્યાંથી ચાંગ–સીના ઓરડા તરફ લઈ ગયા અને પહેરો ભરવાની જગ્યા બતાવી.

હિન–શ્યાંગ ત્યાં બેસીને પહેરો ભરવા લાગ્યો.

એમ કરતાં કરતાં એક દિવસ–બે દિવસ–ત્રણ દિવસ–ચૌદ દિવસનાં વ્હાણાં વાયાં. પણ ચોર ચોરી કરવા આવ્યો નહિ.

પંદરમે દિવસે રાતે યાંગ–સીની દાસી પ્યાલો ભરીને શરબત લઇ હિન–શ્યાંગને આપવા આવી.

હિન–શ્યાંગે પ્યાલો લીધો પણ શરબત પીધું નહિ. કોઈ ન જાણે એમ ધીમે રહીને તે ઢોળી નાંખ્યું. જરા વાર રહી ઘેન ચઢ્યાનો ઢોંગ કરી તે ત્યાં ને ત્યાંજ ઢળી પડયો.

હિન–શ્યાંગ ઘેનમાં આવી ચેતનહીન થઈ ગયો છે, એમ સમજી પેલી દુષ્ટ દાસી રાજકુમારીના સુવાના ઓરડામાં પેઠી. પણ તરત જ તે પકડાઈ ગઇ. હિન–શ્યાંગનો જાદુઇ ફાંસો તેણે બારણામાં જ ભેરવી મૂકયો હતો. દાસીના પગ તે ફાંસામાં પડતાં જ ફાંસો ખેંચાયો. દાસીના બન્ને પગ સજ્જડ બંધાઇ ગયા. ભયંકર ચીસ પાડી દાસી જમીનપર ઢળી પડી.

તેના પડવાના અવાજથી યાંગ–સી તરત જ ત્યાં દોડી આવી. દાસીને આ પ્રમાણે કેદીની દશામાં જમીનપર પડેલી જોતાં જ યાંગ–સી ભયભીત થઇ ગઇ.

એટલામાં હિન–શ્યાંગ ત્યાં દોડી આવ્યો અને તેણે તે દાસીના બન્ને હાથ પગ બાંધી લીધા.

બીજે દિવસે રાજાના દરબારમાં હિન–શ્યાંગ પેલી દાસી સાથે હાજર થયો.





ગુલાબનું ફુલ



તેના પડવાના અવાજથી યાંગસી તરત જ ત્યાં દોડી આવી-પાન ૧૨

દાસી બોલી:–"ક્ષમા કરો મહારાજ. પૈસાની લાલચે પુલ ચોરવાનો વાંક મારા હાથે જ થયો છે. તાંગ જાદુગર મારો સોબતી છે. તે દરરોજ રાતે જાદુઈ શરબતનો પ્યાલો મને આપે છે. હું તે શરબત પહેરેગીરોને પાઈ દઉં છું એટલે તેમને ઉંઘ આવી જાય છે. પછી હું અંદર જઈ મારે હાથે એ પુલ લઈ આવી તાંગને આપું છું.

રાજાના સિપાઇઓ તરત તાંગને શોધવા દોડ્યા. તાંગને પકડી આણી રાજસભામાં હાજર કર્યો.

તાંગ બોલ્યો. " રાજાજી; મને મારા દેવનું વરદાન હતું કે જો હું એકવીસ સોનાફૂલો દેવને ચઢાવીશ તો તે મને ચીનની રાજગાદી આપવાના હતા. આ લોભથી જ મેં આ પાપી કામ કર્યું હતું. મેં જ દાસીને જાદુઇ શરબત આપી તેની પાસે પહેરેગીરોને ઘેનમાં નાખી પછી ચોરી કરવાની રીત બતાવી હતી. આપનાં બધાં પુલો હું આપને પાછાં સોંપું છું. મારાપર દયા કરો."

એટલું બોલી તેણે બધાં પુલો રાજાજીને પાછાં સોંપ્યાં અને તેમની માફી માંગી.

રાજાએ દાસી અને તાંગ બન્નેને ગરદન મરાવ્યાં.

પછી હિન–શ્યાંગ અને યાંગ–સીનાં લગ્ન કરી આપી તેમને ચીન દેશની ગાદી આપી અને પોતે હરિ ભજવા જંગલમાં જઇ રહ્યા.

હિન–શ્યાંગ અને યાંગ–સી ખાઈપીને ખુશી થયાં અને રાજ કરવા લાગ્યાં.

---

# રાજા અને ખેડુત

એક દિવસ એક રાજા પોતાના વજીરને લઈને ખેતરમાં સ્વાર થઈને ગયો. તેણે ત્યાં એક ખેડુતને જોયો. તે ઘરડો હતો, છતાં પોતાનું ખેતર ખેડતો હતો. રાજાએ પોતાનો ઘોડો તે ઘરડા ખેડુતની પાસે થોભાવ્યો અને કહ્યું, "પરમેશ્વરનું નામ લઇ તેં કાંઇ ન કર્યું ?"

તે ઘરડા માણસે જવાબ આપ્યો, "મહારાજ, મેં તે પ્રમાણે કીધું. પણ પરમેશ્વરની મરજી ન હતી." રાજાએ બીજી વાર પણ એવો પ્રશ્ન પૂછ્યો કે "તમે તેમ શા માટે નહિ કીધું ?" એ જ પ્રશ્ન પાછો ત્રીજી વાર પુછયો ત્યારે એ ખેડુતે બંનેનો જવાબ પણ પહેલાની માફક જ આપ્યો.

ત્યાર પછી રાજાએ વાત ચાલુ રાખી ને તે ઘરડા માણસને પૂછ્યું "દુનિયામાં કોની સાથે તમે લોકો તમારૂં કામ કરો છો ?"

તે વૃધ્ધ ખેડુતે જવાબ આપ્યો,–"રાજાની પોતાની સાથે."

રાજાએ પુછયું,–"પણ જો કોઈ વખત રાજા આવે નહિ તો તમે શું કરો છો ?"

તે માણસે જવાબ આપ્યો, "અમે રાજાના વડા વજીરની મહેરબાની ઉપર આધાર રાખીએ છીએ."

રાજા કહે,–"અને જો વજીર પણ ન હોય તો ?"

તે માણસે જવાબ આપ્યો, "જો શાહજાદો લાયક હોય તો અમે શાહજાદા ઉપર આધાર રાખીએ છીએ."

પછી રાજાએ તે ઘરડા ખેડુતને ધીમેથી કહ્યું:–"આપણી વાતચીતનો અર્થ જાણવાની ઇચ્છા રાખતો કોઈક માણસ તમારી પાસે આવશે. પણ મારી ઇચ્છા છે કે તમે તેને મોટી રકમ લીધા વગર તે ભરમ કહેતા નહિ." આ શબ્દો કહીને રાજા રાજમહેલ તરફ પાછો ગયો. રાજાએ બપોરે પોતાના વજીરને બોલાવીને તેને કહ્યું, "પેલા ઘરડા ખેડુતને જે મેં કહ્યું તે તમે સાંભળ્યું ને જે તેણે જવાબ આપ્યા તે પણ તમે સાંભળ્યા. હવે આપણી વાતચીતનો અર્થ કહો."

વજીર આ ભેદી વાતચીત સમજી ન શકયો. તે બોલ્યો,–"મહારાજ, જે શબ્દો બોલવામાં આવ્યા હતા, તે હું બરાબર જાણું છું. પણ તેના અર્થ જાણતો નથી."

રાજાએ પોતાના વજીરને કહ્યું–"જો તમે ચોવીસ કલાકની અંદર તે શબ્દોનો અર્થ મને નહિ કહો તો તમને તમારી નોકરી-માંથી કમી કરવામાં આવશે."

આ સાંભળી વજીર ઘણો દિલગીર થયો. આખરે તેણે પેલા વૃદ્ધ ખેડુતની મુલાકાત લઇ તેની પાસેથી જ તે ભરમ જાણવાનો ઠરાવ કર્યો. તેણે પોતાની સાથે પૈસાની મોટી રકમ લીધી, ને તે ખેડુતની પાસે ગયો.

ખેડુતને વજીરે કહ્યું–"ભાઈ! તમારી અને રાજાની વચ્ચે થયેલી વાતચીતનો અર્થ મને કહો." તે ખેડુતે જવાબ આપ્યો, "તેના ત્રણ હજાર રૂપીઆ પડશે."

વજીરે તેટલા રૂપીયા ગણી આપ્યા. રૂપીઆ લઈ ખેડુતે રાજાના સવાલોના અર્થ નીચે પ્રમાણે કહ્યા:

"જ્યારે તે રાજાએ મને પૂછ્યું, 'તમે તેમ કેમ નહિ કર્યું? ત્યારે તેની મતલબ એવી હતી કે, 'તમે તમારી જુવાનીમાં કેમ ન પરણ્યા ?'

"એવી રીતે મને ત્રણ વખત સવાલ પૂછ્યા ને મેં એવી રીતે ત્રણ વખત જવાબ આપ્યા કે, 'હું ત્રણ વખત પરણ્યો પણ પરમેશ્વરની મહેરબાની ન હતી એટલે મારે ઘેર છોકરા ન થયા.'

"આ પછી રાજાનો ચોથો સવાલ એ હતો કે, 'તમે ગામડીઆઓ કોની સાથે તમારો ધંધો કરો છો ?'

"મેં એવો જવાબ આપ્યો, કે રાજા સાથે અમારા મનથી આખા વરસનો રાજા અષાડ મહીનો છે. તે વેળાએ પુષ્કળ વરસાદ પડે છે ને અમારા ખેતરોને ભરપુર પાણી મળે. તેથી અમારા પાક ઉગવા માંડે છે.

"પછી રાજાએ પૂછ્યું,-'જો રાજા ન હોય તો તમે શું કરો છો ?' મેં જવાબ આપ્યો કે, જો અષાડ સુકો જાય તો અમે શ્રાવણ ઉપર ભરૂસો રાખીએ છીએ. ખેડુતોને માટે અષાડ નકામો જાય તો શ્રાવણનાં સરવરીયાં પણ ભલાં. તે મહિનો બીજો હોવાથી રાજાના પ્રધાન જેવો છે.

"જ્યારે રાજાએ ત્રીજી વાર મને પૂછ્યું કે, 'જો કોઈ પ્રધાન ન હોય તો?' ત્યારે મેં જવાબ આપ્યો કે-ત્યારે અમે જુવાન શાહજાદા ઉપર આધાર રાખીએ છીએ. તે જુવાન શાહજાદો એટલે ભાદરવો મહિનો કે જે વખતે અમે શિયાળુ પાકની વાવણી કરીએ છીએ."

વજીર રાજા પાસે ગયો ને ખેડુતના શબ્દો સમજાવ્યા. રાજા મનમાં ખુશી થયો કે ગરિબ ખેડુતને ઘરડે ઘડપણ સારી જેવી રકમ અનાયાસે મળી ગઈ.

---



 રાજા અને ખેડુત 

રાજાએ પોતાનો ઘોડો તે ઘરડા ખેડુતની પાસે થોભાવ્યો.–પાન ૧૪



 દાંત અને જીભ 

દાંત ને જીભને થઇ ટપાટપી. વાત વધી પડી.—પાન ૧૭

# દાંત અને જીભ

એક હતી સ્ત્રી. સુંવાળી એની જાત. કંકુવરણી એની દેહ. એનું નામ હતું જીભ. બત્રીસ એના રક્ષક. કઠોર એમના દેહ. ને ઉજળો એમનો વાન. લોકો તેમને દાંત કહીને બોલાવતાં. એ બધાં ય રહેતાં એક જ ઘરમાં. એ ઘરનું નામ મોઢું.

દરરોજ દાંત ચાવી ચાવીને જીભને આપે અને જીભબાઈ બેઠાં બેઠાં સ્વાદ કરે. એક દિવસનો સમો ને પ્રભુને કરવું તે દાંતને અને જીભને થઈ ટપાટપી. વાત વધી પડી.

દાંત કહે, ઓહો ! આ બાઈની તે કાંઈ જાત છે ? આટલું આટલું એના માટે ચાવીને દઈયે પણ એ તો બાઈને અંતરમાં ય ન વસે. ને ઉલટી બેઠી બેઠી ખાઝે છે.

જીભ કહેઃ–તમો ચાવો છો અને મહેનત કરો છો એ ખરૂં. પણ એ બધું ય બુદ્ધિ વગરનું. બુદ્ધિ વગરનાનો પાડ શો ? અને તો ય હું ચાખીને ના પાડું તો પછી તમે ચાવનારા ચાવી રહ્યા. એટલે ખમી ખાવું જોઇએ.

દાંત તો રીસની બબુડી. તે તો રાતા પીળા થઈ ગયા અને બોલ્યા,–આવડું ડહાપણ ન કરીયે. તું બાઇ માણસ. તારી જાત સુંવાળી. અમ બત્રીસ પાસે તારૂં એકલીનું શું ગજું ?

જીભે કહ્યું:–મારી તો ભુજ તમારૂં બોલ્યું ગણે છે. તમને ખબર છે કે તમે તો કાલે હતા ન હતા થશો.

દાંત કહેઃ–તું તો અમરપટો લઇને આવેલી, કેમ? અમારા ગયા પછી જોજે ને તારી વલે થાય તે !

જીભઃ–મને તો ભલે ને દુઃખ પડે. પણ ડગલે ને પગલે આ તમારાં મેણાં તો ન સાંભળવાં ને ?

દાંતઃ–આ વળી મેણાંવાળી ન જોઇ હોય તો ! અલ્યા થાઓ ભેગા અને કરો એનો કુચો.

જીભઃ–તમે તો તો મારો કુચો કરતાં કરશો. પણ હમણાં મારો ઝપાટો જોઇ લ્યો.

આમ વાત ચાલી રહી છે ત્યાં રાજાની સ્વારી રસ્તે થઇને નીકળી. લાગ જોઇને જીભે રાજાને ન કહેવાના શબ્દો કીધા. સ્વારી જરા આગળ આવેલી તેથી રાજાએ તો એ શબ્દો ન સાંભળ્યા. પણ તેના નોકરે તે ખરાબ શબ્દો સાંભળ્યા. તે પાછો ફર્યો અને ઉપાડીને એવા જોરથી મ્હોંમાં તમાચો માર્યો કે બધા ય દાંત સમૂળા ઉખડી પડ્યા. પછી જીભ શાંત થઈ અને બોલી, હાશ ! હવે કંકાસ પત્યો !

દાંત ગયા અને હવે જીભબાઈ એકલાં ! દાંત સાથે જીભનો બધો ય સ્વાદ ગયો. પોચું ખાધું પાલવે નહિ. કઠણ ખાધું જરે નહિ. શબ્દો પણ ચોકખા ન બોલાતા. એટલે જીભબાઇનાં માન ઉતર્યાં.

એક ઘરનાં તો બધાં સાથે હોય તો જ ઉજળાં લાગે, અને માંહોમાંહેના કજીયાથે તો બધાયને દુઃખ થાય. આ વાત હવે જીભને સમજાઈ. પણ એ તો રાંડ્યા પછીનું ડહાપણ ! !

---

## હળનું કામ હળવું ને પૂણી કાંતતાં પ્રાણ જાય!

**સા**ઠેક વર્ષની એક ડોશી, એનો દિકરો, ને દિકરાની વહુ, એમ ત્રણ જણાં કોઈ એક ગામડા ગામમાં રહેતાં હતાં. બાપદાદાની પચાસેક વિઘાં જમીન વારસામાં મળેલી. ઘેર માંકડા બળદની એક જોડી. ખેતીનું કામ સવારથી સાંજ સુધી કરી તેઓ પેટગુજારો કરતાં હતાં.

દિકરો બહુ મહેનતુ અને ખેતીમાં ખંતીલો હતો. ખેતરમાં બળદ જોડીને સાંતીડું હાંકવું, કે હળ વડે ખેતર ખેડવું એ કામ એને મળે એટલે બસ! એનું મન ગુલતાન!

ખેતર ખેડતાં ખેડતાં, બળદને "ભઈલા મારા," "બાપો મારો," કરતો જાય, લોકગીતો મોટાં સાદે લલકારતો જાય, અને કલ્લોલમાં દિવસ ક્યાં ઉગે છે અને ક્યાં આથમે છે એની તો એને ખબરેય ન પડે.

બપોરના બાર વાગે ને આભ માથે સુરજ દેવ વિસામો ખાવા ઉભે ત્યારે અભલો પણ શાંતિ છોડે. ઘડી બે ઘડી ખેતરના શેઢે ત્રણ લીંબડાની ઘટા નીચે બળદને બાંધી નીર પૂળો કરે ત્યાં તો ઝમકુ વહુ ધમ ધમ ધરતી ધ્રુજાવતી માથે ભાત મૂકીને અને હાથમાં ઠંડા પાણીનો ભંભોટીઓ ભરીને ચાલી આવતી નજરે પડે.

ઝમકુ વહુ ખાનદાન માબાપની દિકરી હતી. પીયરમાં સુખ જોયેલું. સાસરે પણ ધણીનું સુખ. અને ખેતર પાદરની આવક પણ મેઘજી મહારાજની મહેરથી મનમાની આવતી.

વહુનાં પગલાં મટુક ડોશીના ઘરમાં થયાં પછી કોઠીઓમાં અનાજ ભર્યું જ રહેતું. વહુ કોઈ સારાં પગલાંની આવી છે એમ તો ડોસી રોજ પડોશનાં બૈરાંઓને મોઢે વાત કરી કરીને હરખાતી.

વહુ ભાત લઇ ખેતરે જાય ત્યારે મટુક ડોશી ફળીઆમાં લાંબા પગ કરીને બેઠાં બેઠાં રેંટીયો કાંત્યા કરે અને વહુ દિકરાનું સુખ જોઈ મનમાં ને મનમાં એકલાં મલકાયાં કરે.

પણ ડોશીમા જરા મનનાં સાંકડાં ખરાં. ઘડપણમાં કરકસર ઉપર એમનો જીવ બહુ ચોટેલો. વહુ બહુ કપરી છે એમ એમને લાગ્યા જ કરતું હતું.

એક વાર ઝમકુ વહુ ધણીને ભાત આપી ખેતરેથી પાછી આવી એટલે મટુક ડોશી જરા ઉંચે સાદે બોલ્યાં કે, "વહુભા, જરા સંભાળીને ચાલો તો સારી વાત છે. હું રોજ જોયા કરૂં છું કે તમે વધારે પડતું રાંધો છો. અને વળી રોજ રોજ તે ચુરમું ચોળીને કોનું ઘર બેહું રાખવું છે?"

ઝમકુ બોલી, "બાઇજી, પણ તમે જુઓ છો તો ખરાં કે જેટલું રાંધું છું તેટલું બધું બંધ બેસી જાય છે."

ડોશી ફરી ગરજ્યાં, "તે, રાંધે એ તો વરે જ ને? પણ રોજ રોજ તે ચુરમાં હોય?"

ઝમકુ બોલી, "પણ બાઇજી, તમારા દિકરાને થોડુંક ઘરે બેસી રહેવું છે! એમને તો શરીરનો પરસેવો ઉતારીને માથું તુટી જાય એવા ધોમ ધખ્યા હોય ત્યારે ખેતરમાં ખેડવું પડે છે! તે જો એમના માટે રોજ ચુરમું ન કરૂં તો શરીર જવાબ આપે ખરૂં?"

ડોશીનો મિજાજ વધારે ઉકળ્યો અને બોલ્યાં, "તે, મારા દિકરાને તે એવું શું ભારે કામ કરવાનું હતું જે! હળ હાંકવું એ તો હળવું કામ! આકરૂં કામ તો મારે છે!!"

ઝમકુ વહુ હસીને બોલી, "બાઇજી, તમારે તે વળી શું આકરૂં કામ છે?"

ડોશી બોલ્યાં, "તે, વહુ, તને શી ખબર પડે? મારા પૂણી કાંતતાં પ્રાણ જાય છે!"

સાંજ પડી; અને અભલો ખેતરેથી ઘેર આવ્યો. અભલાએ બધી વાત જાણી. બીજે દિવસે ખેતરમાં જતાં પહેલાં માને કહેતો ગયો કે, "મા, આજ ખેતરે તમે ભાત લઈને આવજો. હો કે મા!!"

બપોરનો પહોર થવા આવ્યો. ઝમકુએ તો ચુરમું ચોળીને ડોશીને આપ્યું; અને ડોશીમાને ખેતરે મોકલ્યાં.

ડોશીથી માથે તપતો સૂરજ સહન થતો નથી. હળવે હળવે ખેતર ભેગી તો થઈ. દિકરાને ભાતું આપ્યું. અભલાએ માને કહ્યું, "મા, પેલા ખુણામાં પરોણી પડી છે તે જરા લઈ આવો ને!"

ડોશીએ ડગુમગુ ચાલતાં પરોણી લાવી આપી.

વળી અભલાએ માને કહ્યું, "મા, જરા પેલા ખુણામાં કોશ પડી છે તે લાવી આપો ને!"

વળી ડોશી ડગુમગુ ડગલાં ભરતી કોશ લઈ આવી.

વળી અભલાએ માને કહ્યું, "મા, પેલા ખુણામાં રાશ પડી છે તે જરા ઉભા પગે લાવો ને!"

હવે તો ડોશીમા ટેં થઈ ગયાં હતાં! એમનાથી વધારે ચલાય તેમ હતું નહિ. માથે સૂરજનો તાપ પણ માથું ફાડી નાખતો હતો. ડોશીમા તો લીંબડાની છાયે લાંબા થઈને સૂઈ ગયાં!

ત્યાં તો આવી ઝમકુ વહુ! ડોશીમાને સૂતેલાં જોઈને બટકબોલી ઝમકુ બોલી, "બાઈજી, લાંબાં થઈને કાં સૂતાં!!"

ડોશીમાએ પોતાની ભૂલ કબુલ કરતાં કહ્યું, "અરે વહુ બેટા, રોજ મારા અભલાને માટે ચુરમું જ કરજે. હો કે બેટા!"

વહુ દિકરો બન્ને હસી પડયાં.

---

# સાતમાર દરજી

એક દરજીનો છોકરો હતો. તે એક દિવસ દુકાનમાં બેઠો બેઠો એક પહેરણને ટેભા મારતો હતો. ત્યાં એક બાઈ મધ વેચવા આવી. તેને દરજીએ બોલાવી. મધ લેવું તો ન હતું પણ એ બ્હાને જે ચાખવા મળ્યું તે ખરૂં એમ ધારી થોડું મધ હાથમાં લઈ ચાટી ગયો, અને મ્હોં બગડી ગયું હોય એવો દેખાવ કરીને કહ્યું કે, ચાલ બાઈ ચાલ, મધ તે આવું હોય? ખાંડની ચાસણી લાગે છે ચાસણી!

મધવાળી બબડતી બબડતી ચાલી ગઈ. મધ લેતાં બે ચાર મધનાં ટીપાં નીચે પડયાં હતાં, તેના ઉપર માખીઓ બમણવા લાગી.

દરજીનું સીવવામાં પહેલેથી જ લક્ષ ન હતું, એટલે પોતાના આળસની દાઝ કાઢી માખીઓઉપર. દાંત પીસીને તેણે તેમનાપર હાથનો એક ઝપાટો લગાવ્યો.

સાત માખી ચગદાઇ ગઈ અને બીજી ઉડી ગઈ. ટેભા મારવા મૂકી દઇને તેણે એક લુગડાંની પટ્ટી લીધી, અને તેમાં સાત મરી ગએલી માખી મૂકીને એક કમરપટ્ટો બનાવ્યો.

પછી તેના ઉપર સાત દોરાથી—એક થાએ સાત—એવા અક્ષરો ભર્યાં. પછી તેણે પોતાના માબાપને કહ્યું કે, હું પરદેશ કમાવા જાઉં છું.

ઉપાધિ ટળી, એમ ધારીને તેનાં માબાપે તેને રજા આપી. રોકડા બે પૈસા હતા, તેનું તેણે એક લીંબુ વેચાતું લીધું અને ચાલતો થયો. ગામ બહાર ગયો ત્યાં એક કબુતર ચણતું હતું. ચાલાકીથી તેને પકડીને તેણે પોતાના ગજવામાં મૂકી દીધું.

પછી ગાયન લલકારતો તે ચાલવા લાગ્યો. ઘણે દુર વગડામાં ગયો ત્યાં તેને એક રાક્ષસ મળ્યો. તેણે કહ્યું, અરે બાંડીયા, અહીં આવ. તારો નાસ્તો કરી જાઉં.

દરજી કહે, જોયો છે આ પટો? એમ કહી પોતાની કમરે બાંધેલો પટો બતાવ્યો, અને કહ્યું, તારા જેવા ઘણાને એક ઘાએ મારી નાખું એવો છું!

રાક્ષસે તેની પરીક્ષા કરી જોવા એક હાડકાનો ટુકડો લીધો અને તેને જોરથી દબાવ્યો. તેમાંથી પાણી કાઢી તે બોલ્યોઃ તું આમ કરી દે, જોઉં?

દરજીએ ગજવામાંથી લીંબુ હાથમાં રાખીને હાડકાને દબાવ્યું એટલે તેમાંથી પણ પાણીની ધાર થઈ. રાક્ષસ કહે, તું જબરો ખરો!

પછી તેણે એક પત્થર લઇ હવામાં ઉંચો ફેંકયો, અને કહ્યું, આટલો ઉંચો ઘા કરી દે તો સાચું.

દરજી કહે, એમાં કાંઇ નહિ. તારો પથ્થર નીચે તો પડયો ને? હું તો એવો ઘા કરી શકું છું કે ઉંચો ને ઉંચો જ ચાલ્યો જાય.

એમ કહીને તેણે રાક્ષસ ન દેખે તેમ ગજવામાં પુરી રાખેલ કબુતરને હાથમાં લઇ, તેનો હવામાં એવો જોરથી ઘા કર્યો, કે તે બંદીવાન કબુતરને છુટ મળતાં તે એકદમ જોરથી ઉંચે ઉડયું. રાક્ષસ પોતે કોઇ હિસાબમાં નથી એવી તેની ખાત્રી થઈ.

ગમે તે રીતે તેનો ઘાટ ઘડી નાખવો એવા વિચારથી રાક્ષસ દરજીને પોતાને ઘેર તેડી ગયો. ત્યાં પુષ્કળ ખાવાનું હતું તેમાંથી થોડું દરજીએ ખાઇ લીધું. રાક્ષસે તેને સુવા માટે પલંગ આપ્યો.

તે પલંગ ઉપર દરજી સૂતો ખરો. પણ રાતના દીવો બત્તી કાંઈ ન હતું, તેથી દરજી તો પલંગઉપરથી ઉતરી એક ખુણામાં સૂઈ રહ્યો. રાક્ષસે જાણ્યું કે દરજી ઉંઘી ગયો હશે. તેથી મધરાત થઇ એટલે લોઢાનો એક જાડો સળીઓ લઈ તેણે પથારીમાં ખુબ જોરથી લગાવ્યો. એણે ધાર્યું કે દરજીના બાર વાગી ગયા.

સવારમાં અંધારૂં હતું, ત્યાં રાક્ષસ બહાર નીકળી પડયો. દરજીનું શું થયું તેની તેને કાંઇ દરકાર ન હતી.

સવારે દરજી ઉઠીને જુએ તો ઘરમાં કોઈ નહિ. તે બહાર નીકળ્યો અને ચાલવા માંડયું.

દુરથી દરજીને આવતો જોઇને પેલો રાક્ષસ તો મૂઠીઓ વાળીને નાઠો; કારણ કે તે જાણતો હતો કે દરજી તો મરી જ જવો જોઇએ. પણ તે હજી નથી મરી ગયો, એટલે મને હવે જીવતો રહેવા નહિ દે, એમ ધારી તે નાઠો.

દરજી તો નાક પાધોરો ચાલવા લાગ્યો. ચાલતાં ચાલતાં તે એક મોટા શહેર પાસે આવ્યો, અને રાજાની કચેરીમાં ગયો. તેના કમ્મર પટ્ટામાં–એક ઘાએ સાત–એવા શબ્દો વાંચી રાજાના સિપાઇઓ તેને કોઈ મોટો માણસ ધારી રાજા પાસે લઈ ગયા. રાજાએ ધાર્યું કે એણે એક ઘાએ સાત માણસોને મારી નાખ્યા હશે, એટલે તે કોઇ શુરવીર યોદ્ધો હોવો જોઈએ.

તેણે તેને એક હજાર રૂપિયાના પગારથી લશ્કરી નોકરીમાં રાખ્યો અને રહેવાને એક મહેલ આપ્યો.

હવે એવું બન્યું કે તે શહેરની આસપાસ એક મોટું વન હતું. તેમાં બે રાક્ષસ હતા. તેઓ શહેરમાં આવીને રોજ એક માણસને ઉપાડી જતા અને ખાઈ જતા.

રાજાએ પોતાના સરદારોને હુકમ કર્યો, કે જાઓ. તે બંને દુષ્ટ રાક્ષસોને મારી નાખો.

પણ તેમની સાથે લડવા જવાની કોઈની છાતી ચાલતી ન હતી. સરદારોએ રાજાને કહ્યું, કે બાપુ, અમારા નવા ઉપરીને એક હજાર રૂપિઆનો પગાર મળે છે. તેને આ કામ સોંપો તો ઠીક; કારણ કે તે એક ઘાએ સાતને મારી શકે છે.

રાજાને આ વાત ગમી. તેણે દરજીને હુકમ કર્યો કે, તમે જંગલમાં જઈને પેલા બે દુષ્ટ રાક્ષસોને મારી નાખો.

દરજી કહે, નામદાર, એમાં શું મોટું કામ છે? હમણાં હું તેની વેતરણ કરી નાખું. મેં તો ઘણાંય (લુગડાં!) વેતર્યાં છે!

રાજાએ તેને બેસવાને ઘોડો આપ્યો. પણ દરજી કહે, અમને ઘોડા બોડાની જરૂર નથી. આ પગ કયાં ગયા છે? (ઘોડે બેસતાં આવડતું હોય તો ને?) હું એકલો તેને આ મારી મુઠીથી મારી નાખું એમ છું. મારૂં નામ શું? સાત માર! એક ઘાએ સાત મારૂં છું, ત્યારે આ બેની શું દેન છે?

સૌ જંગલની ઝાડીમાં આવ્યા. તે બંને દુષ્ટ રાક્ષસો આખી રાતનો ઉજાગરો હોવાથી થાકીને લોથ થએલા, તેથી એક ઝાડની નીચે ઘોરતા પડ્યા હતા. તેણે લશ્કર તેમ જ સરદારોને ઘણે દૂર જઇ ઉભા રહેવાનો હુકમ કર્યો.

પછી તે જમીનઉપરથી કેટલા નાના મોટા પથરા ઉપાડી છાનોમાનો ઝાડ ઉપર ચડી ગયો અને ડાળીઓમાં સંતાઇ રહ્યો. રાક્ષસો નિરાંતે ઉંઘતા હતા. તેમાંના એકની આંખઉપર દરજીએ એક પથરાનો ઘા કર્યો. તે ઘા રાક્ષસને વાગ્યો. પણ તેણે જાણ્યું કે પોતાના મિત્રે તેને માર્યુ હશે. તેથી તેણે આંખ ઉઘાડ્યા વગર જ કહ્યું, હવે મારે છે શું ? સુવા દે ને ? એમ કહીને પાછો ઉંઘી ગયો.

થોડી વાર પછી દરજીએ બીજા રાક્ષસની ઉપર ઘા કર્યો. તેણે પણ જાણ્યું કે મારા મિત્રે મને માર્યું હશે. તેથી તે પણ એવી જ રીતે પોતાના મિત્રને એક સ્વસ્તિવાચન (!) સંભળાવીને સૂઈ ગયો.

એમ જરા જરા વાર રહીને દરજીએ એક પછી એક ઘા માર્યા. છેવટે એક મોટો પત્થર એક રાક્ષસની છાતી વચ્ચોવચ એવા જોરથી માર્યો કે તે એકદમ ઉભો જ થઇ ગયો, અને પોતાના જ મિત્રનો એક પગ પકડી દુર ફેંકી દીધો. બીજાએ જોરથી ધસી તેના વાળ ખેંચી તેને જમીનઉપર પછાડયો.

પછી તેઓ ઝાડનાં ઝાડ જડમૂળથી ખેંચી કાઢી એક બીજાને મારવા લાગ્યા, અને તે બંને રાક્ષસોનો એક બીજાને હાથે ખુરદો થઇ ગયો.

દરજી આ બધું ઝાડ ઉપરથી જોઈ રહ્યો હતો. પણ તેના ખોળીયામાં જીવ નહોતો. રખે ને કોઈ હમણાં આ ઝાડ ઉપાડીને ફેંકશે તો માર્યા જવાના એમ તેને થયા કરતું હતું. પણ સારા નશીબે બેમાંથી એકેએ તે ઝાડને હાથ લગાડયો નહિ.

બંનેને મરી ગએલા જોઇ દરજી નીચે ઉતર્યો, અને બંનેના માથામાં એક અણીદાર પત્થરથી ઉંડા ઘા કર્યા. પછી ઘણે દૂર પેલા સરદારો ઉભા હતા, ત્યાં તે આવ્યો.

દરજી બોલ્યો, મેં બંને દુષ્ટ રાક્ષસોને મારી નાંખ્યા છે. રાક્ષસોએ પોતાનો બચાવ કરવા માટે ઘણાં ઝાડ ખેંચી ખેંચીને આડાં ધર્યાં, પણ મારા જોર આગળ તેમનું કાંઈ ચાલ્યું નહિં. આખરે મેં તે બંનેને એક જ ઘાથી ઠાર કર્યા છે. સરદારોને તેડી લડાઈ થઈ હતી ત્યાં તે આવ્યો, અને પોતે કેવું પરાક્રમ કર્યું હતું તે નજરો નજર બતાવ્યું.

સરદારો તો છક જ થઇ ગયા. પછી તેણે તરવાર લઈ બંને રાક્ષસોનાં માથાં કાપી, તેમને રાજા આગળ હાજર કર્યાં. રાજા આ જોઈ ઘણો જ ખુશી થયો.

રાજાએ દરજીને પોતાની કુંવરી પરણાવી અને પોતાનું અર્ધું રાજપાટ તેને આપ્યું. દરજી રાજા થઇ બેઠો. એક દિવસ તે રાત્રે ઉંઘતો હતો, ત્યારે સ્વપ્નામાં બકવા લાગ્યો, કે અલ્યા એઈ, મારૂં કેડીયું સીવાઈ રહ્યું કે નહિ? પે'રણને થીગડું માર્યું કે નહિ? ગજકાત્રં શિવોહમ્.

રાણીએ જાણ્યું કે નકકી આ જાતનો દરજી હોવો જોઇએ. નહિ તો કાંઈ ગજકાતર અને સીવવાનું સાંભરે ખરૂં?

તેણે જઇને આ વાત રાજાને કહી, અને કહ્યું કે આ દરજીની સાથે હું એક ઘડી પણ રહેવાની નથી.

રાજાને આ વાત સાંભળી બહુ જ નવાઇ લાગી. પણ જો તે દરજી જ હોય તો બહુ ખોટું થયું એમ તેને લાગ્યું. તેથી તેણે પોતાના ખાસ હજુરીઆઓને રાત્રે કુંવરીને બંગલે જઈ સંતાઇ રહીને બધું સાંભળી લેવા મોકલ્યા, અને હુકમ કર્યો કે તે દરજી જ છે એમ જો લાગે તો તેને તરત જ ઠાર કરવો.

પણ રાજાની હજુરમાં આપણા દરજી ભાઇનો એક અંગત મિત્ર હતો. તેણે રાજાનો હુકમ દરજીને કહી સંભળાવ્યો.

દરજી કહે, હવે કાંઈ હરકત નહિ, દોસ્ત !

પછી રાત પડી. દરજી તો વહેલો વહેલો સઈ ગયો. જાણે ભર ઉંઘમાં હોય તેમ કુંભકર્ણની પેઠે નસકોરાં બોલાવા લાગ્યો.

રાજાનાં માણસો બારણાં પાછળ સંતાઈને સાંભળવા ઉભાં હતાં. તેવામાં દરજી ઉંઘમાં બકતો હોય તેમ બોલવા લાગ્યોઃ—એ અલ્યા, મારૂં કેડીયું સીવાઇ રહ્યું કે નહિ ? પેરણને થીગડું માર્યું કે નહિ ? ગજકાત્રં શિવોહમ્. એક ઘાએ સાતને મેં માર્યા છે. બે રાક્ષસને માર્યા છે, અને બારણા પાછળ બે ચોર સંતાઈ રહ્યા છે તેનાથી બ્હી જવાનો ? તેની તો ચટણી કરી ને ખાઇ જાઉં !

આ સાંભળીને પેલા હજુરીઆ તો મુઠીઓ વાળીને નાઠા. જાણે કેમ કોઈ રાક્ષસ જ તેમની પાછળ પડયો હોય ! ઉતાવળા જઇને રાજાને કહ્યું, કે બાપુ, એ તો શૂરવીર જુવાન છે. કોની માએ શેર સૂંઠ ખાધી છે કે તેની પાસે પણ ઉભો રહે ? એ તો એ જંગલમાં ગયો હશે, ત્યારે તેનાં લુગડાં ફાટી ગયાં હશે, તે સીવવાને કોઈ દરજીને હુકમ કરતો હોય તેમ બોલતો હતો, અને કહેતો હતો કે, જલદી સીવી આપ, નહિ તો તારાં ગજ અને કાતર લઈ જઈશ ! વળી નામદાર ! તે બોલતો હતો કે હું શિવ જેવો ભયંકર છું, અને બધાનો એક પલકમાં નાશ કરી શકું છું. જો એમ ન હોત તો અમે સંતાઈ રહ્યા હતા, તેની તેને ઉંઘમાં શું ખબર પડે ?

રાજાને આ સાંભળીને આશ્ચર્ય સાથે આનંદ થયો, અને પોતાની કુંવરીને આવો પરાક્રમી (!) પતિ મળ્યો છે, એ વાત જાણી તે ઘણો ખુશી થયો. પછી રાજકન્યા મને કે કમને તે દરજી સાથે આનંદથી રહેવા લાગી.

---

# લયલા—મજનુન

કાઇસ એક અરબસ્તાની સરદારનો કુંવર હતો. તે મુલકના બીજા કોઈ પણ જુવાન કરતાં તે વધુ સોહામણો હતો. ઉંચો, કદાવર બાંધાનો તે ફાંકડો જુવાન સૌ કોઈને જોતાં જ ગમી જાય એવો હતો. કેટલીએ અરબી કન્યાઓની આંખોમાંથી એ સોહામણા જુવાનને જોઈ અમી વરસતી. અરબસ્તાનના હેજાઝના પરગણાના આરબો હાલ પણ એ જુવાનની બનાવેલી કવિતાઓ મીઠાશથી લલકારે છે તે બતાવે છે કે કાઇસ જેવો સોહામણો, બળવાન અને ખરો મર્દ બચ્ચો હતો તેવો જ તે સરસ્વતી દેવીનો પણ લાડકો હતો. તે એક ઉમદા શાયર ( કવિ ) હતો.

નજીકના મુલકના સરદારને એક કન્યા હતી. સરવરના ઝાડ જેવી સીધી, કાળી ભમ્મર આંખોવાળી, ચંપાના છોડ જેવી રૂપાળી અને સુશીલ હતી. વિદ્યા અને કળાની તે રસીયણ હતી. તેનું નામ હતું લયલા.

લયલા કાઇસને ચહાતી હતી. એના જેવી રૂપસુંદરી કાઇસ જેવા સોહામણા જુવાન ઉપર પ્રેમ રાખે એમાં જાણે અલ્લામિયાનો હાથ હતો. બન્ને પ્રેમીઓનાં માબાપ અને સગાં વ્હાલાં એ જુગલ જોડાંને જોઈને આંખો ઠારતાં.

લયલા અને મજનુન એક બીજાના સ્નેહમાં દુનિયાનું ભાન ભૂલી જતાં. બેહસ્ત ખુદાએ તેમને માટે ધરતી ઉપર જ ઉતારી મૂકયું હતું એમ જણાતું હતું.

પણ આવાં સાચાં પ્રેમીઓની કુદરતને પણ અદેખાઈ આવી કે શું થયું તે સમજાયું નહિ. તેમનાં લગ્ન થઈ જાય એ અગાઉ અંદર એક મોટું વિઘ્ન આવી નડયું. એથી બંનેની પાયમાલી થઈ ગઈ.

વાત એમ બની કે લયલાના બાપના અંતરમાં કળજુગ પેઠો. લોભ રૂપી શયતાને તેના મગજને ભમાવી મૂકયું. કાઈસના બાપના કરતાં એક વધારે ધનવાન સરદારના છોકરાની સાથે લયલાની શાદી કરી આપી વધારે ધનવાન અને બળવાન બનવાની તેને કુમતિ સુઝી.

એ નિર્દય બાપે પોતાની પ્રાણથી વ્હાલી પુત્રીના હૈયાના ટુકડે ટુકડા થઈ જઈ તેની છાતીમાં જ્વાળામુખીની વેદના સળગશે તેની પરવા ન કરી.

લયલાના બાપે કડક શબ્દોમાં તેણીને કાઈસની બધી વાત ભુલી જવા હુકમ કર્યો. તેણે કાઈસ સાથેનું વેશવાળ તોડી નાખ્યું. લયલાની શાદી બીજાની સાથે કરવાનું નકકી કરી દીધું. લયલાના સંતાપનો સુમાર રહ્યો નહિ.

અને કાઈસ ? તેના હૈયાની વેદનાનાં વર્ણન કેમ થઇ શકે ? આ ગજબની આફતે તેના મગજઉપર ભારે અસર કરી. ઘરબાર, સગાંવહાલાં, દોસ્ત બીરાદરો, દરદોલત, બધું તજીને તે પાગલ બની જઈ રણુવગડામાં નાસી ગયો. તે લયલાના પ્રેમને ખાતાર પાગલ (ગાંડો) બની ગયો અને ત્યારથી તેનું નામ કાઈસ મટીને મજનુન પડયું.

ઉનીઉની રેતીમાં તેના પગ શેકાય છે. પાણી વગર કંઠે શોષ પડે છે. રાતના ગજબની ઠંડી તેનાં ચીંથરેહાલ કપડાંની અંદર પેસી જઈ તેના શરિરનો કચ્ચરઘાણ વાળી નાખે છે. પણ મજનુન

" લયલા ! લયલા ! ! લયલા ! ! ! " એમ નામનો પોકાર કરતો બીયાબાન રણમાં એકલો અટુલો રઝળ્યા કરે છે. તેને તેના શરિરનું ભાન નથી. પોતાની દુર્દશાની પરવા નથી. તેને માત્ર એક જ મીઠો શબ્દ યાદ છે " લયલા ! લયલા ! !"

*　　*　　*　　*　　*

કાળી અંધારી મધરાત જામી છે. સૂનાસૂના રણવગડામાં, વાદળમાં જાણે રઝળતો ચાંદો રમવા નીકળી પડયો હોય તેમ લયલા એક ગામથી બીજે ગામ જવાને નીકળી છે. ચારે બાજુ ભયંકર રણના મેદાનમાં થઇને જવાનું છે. લયલા જે ઊંટઉપર સ્વાર થઈ હતી, તે ઊંટઉપર મધરાતની અસરથી તે ઉંઘી ગઈ છે. તેના વળાવાનું ઊંટ આગળ ધસ્યું જાય છે. વળાવો જાણે છે કે લયલાનું ઊંટ પાછળ પાછળ ચાલ્યું આવે છે. લયલાના ઊંટને નજીકની એક વીરડી આગળની થોડીક લીલોતરી ખાવાની લ્હેજત પડી છે. તે તો ત્યાંજ ઉભું રહ્યું છે.

મધરાતનો વખત. બીયાબાન રણ. અને એકલી લયલા ! આફતનો સુમાર રહ્યો નહિ. થોડીક વારમાં લયલા ઝબકીને જાગી. ઊંટ તો જ્યાં હતું ત્યાં જ મઝાથી ચરે છે. તેનો વળાવો આગળ ચાલ્યો ગયો છે !

લયલા ગભરાઇ. તેણે ઊંટને રાતના અંધારામાં દોડાવી મૂકયું. વળાવાને પકડી પાડવાની તેની ઇચ્છા હતી.

પણ તેની ઇચ્છા પાર ન પડી. વળાવાની શોધમાં તે માર્ગ ભૂલી. રણમાં તે આડે રસ્તે ચડી ગઈ અને આમ તેમ રઝળવા લાગી. રઝળતાં રઝળતાં સવાર પડી ગયું. લયલા કારમી ચીસો પાડી રહી છે. એ ઘોર બીહામણા રણમાં તેની ચીસોનો કોણ જવાબ આપી શકે એમ છે ?

એટલામાં દૂરથી ફાટયાં તુટયાં કપડામાં સજ્જ થયેલો એક ચીંથરેહાલ આદમી ત્યાં આવતો જણાયો.

તે બીજો કોઈ જ નહિ પણ લયલાનો પ્રિયતમ મજનુન પોતે હતો. પણ તેના શરિરના એવા તો હાલહવાલ થઈ ગયા હતા કે ખુદ તેની માશુક પણ તેને પીછાણી ન શકી.

અજાણ્યાની માફક લયલાએ પુછયું, "ભલા મુસાફર! આ રણવગડામાં તું એકલો કેમ ભટકી રહ્યો છે? તારી આવી દશા શાથી થઇ છે? તારૂં નામ શું?"

મજનુન બોલ્યો—"સુંદરી! મારૂં નામ જાણવું છે? આ ગુલામને દુનિયા પહેલાં કાઇસ કહેતી હતી. લયલાના પ્રેમમાં પાગલ બનેલો કાઇસ રણવગડામાં રઝળી પોતાની જીંદગી બરબાદ કરવા નીકળી પડયો છે. હાલ બધા મને મજનુનના નામથી ઓળખે છે!"

ઊંટઉપરથી વીજળીના ચમકારાની ઝડપે લયલાએ કુદકો માર્યો. 'પ્યારા મજનુન! મારા દિલબર!' એમ બોલી લયલા મજનુનના હાથમાં જઇ પડી.

બન્ને રડયાં. હૈયું ઠાલવી ઠાલવીને રડયાં. બન્નેનાં આંસુ મળ્યાં. તેમના મનથી આજ સોનાનો સુરજ ઉગ્યો હતો.

બન્ને જણે બહુ બહુ વાતો કરી. છેવટે લયલા બોલી, "પ્રિયતમ! આવ, આજે આપણે ખુદાની સાક્ષીએ શાદી કરીને એક થઇએ. હું તારી અને તું મારો છે. આપણને જુદાં પાડવાની કોઇની તાકાત નથી. ખુદાની પણ આપણને એકઠાં કરવાનીજ મરજી હશે. ચાલ, વ્હાલા! ચાલ. ઊંટ પર તું સ્વાર થઈ જા. ચાલ, આપણે બંને

નાસીને કોઈ દૂરના મુલકમાં જતાં રહીએ. ત્યાં કોઈ આપણી હેરાનગતી કરી શકશે નહિ."

આંસુ સારતી આંખે મજનુન બોલ્યો,–"લયલા! એમ ન બને."

લયલા ચમકી: "કારણ?"

તેના ખુબસુરત કપાળપર ચુંબન લેતાં મજનુન બોલ્યો, "લયલા! તારે ખાતર હું એક વખત નહિ પણ હજારો જીંદગી સુધી પાગલ બની નિરાશાની ઘોર વેદના સહન કરવા તૈયાર છું. ગમે તે થાય તેની મને રજભાર પણ પરવા નથી. પણ તારૂં નામ બદનામ થાય, તારી પવિત્રતા વગોવાય એવું કામ મારાથી કદિ થશે નહિ. ચાહે તો દુશ્મનનો કીલ્લો સર થઈ શકે, પણ નાપાક લોકોની નિંદાખોરી જીભડીને બંધ કરવાની તાકાત અલ્લામિયાએ કોઇને આપી નથી. લયલાનું નામ પવિત્ર છે. કયામતના છેડા સુધી તે પવિત્ર રહેશે. જા! લયલા! જા! મજનુન તારો છે ને તારો રહેશે. તારૂં નામ જીભ પર લેતો તે તેના શરિરની કુરબાની કરશે. ખુદા તારૂં ભલું કરો!"

એમ બોલી એક કુદકો મારી હરણની ઝડપે મજનુન ત્યાંથી દોડી ગયો. લયલા તેને શોધી ન શકી.

* * * * *

લયલા છેવટે પોતાના ઘરભેગી થઇ. મજનુન લયલાનું નામ પોકારતો પોકારતો મરણ પામ્યો. લયલાએ પણ મજનુનના વિયોગની વેદનામાં પ્રાણ છોડયો. તેમની કરૂણ જીંદગીનો આ રીતે અંત આવ્યો. સ્વાર્થથી આંધળો બનેલો લયલાનો બાપ પોતાની બુરાઈને લીધે દીકરીને ગુમાવીને હાથ ઘસતો બેસી રહ્યો.

કહે છે કે, એક વાર (લયલા જીવતી હતી તે વખતે) અરબસ્તાનના ખલીફે લયલાનો મેળાપ થતાં તેને પુછ્યું,–"લયલા, બીજી છોકરીઓ કરતાં તારામાં વિશેષ રૂપગુણ તો મને જરાકે જણાતાં નથી. શું જોઇને મજનુન તારા ખાતર ખુવાર થયો હશે?"

લયલાએ જવાબ દીધો,–"બાદશાહ! જે આંખથી મજનુન મને જોઈ શકે છે તે આંખથી તમે મને કેવી રીતે જોઇ શકો? અને તેમ ન જોઇ શકો તો પછી મારે લીધે મજનુન કેમ ખુવાર થયો તે તમે કેમ સમજી શકો?"

તે દિવસથી કહેવત પડી છે કે,

"લયલાકો દેખીયે, મજનુનકી આંખસે."

એટલે કે લયલાને મજનુનની આંખથી જુઓ ત્યારે જ તેની ખુબી સમજાય.

---

# સોના મહોર

ભરૂચમાં ભોળાનાથ કરીને એક બ્રાહ્મણ રહેતો હતો. તેને બે છોકરા હતા અને એક છોકરી હતી. પોતાના કુટુંબના ગુજરાન માટે તે આમ તેમથી ખુબ પૈસા મેળવતો. પણ તેમાંથી એક પાઇ સરખી પણ ખરચતો નહિ. છોકરાં બિચારાં અર્ધે પેટે જીવન ગાળતાં. પણ શું કરે! ભોળાનાથ તેમની વિનંતિને ગણકારતો નહિ, તેમ જ વધારે અનાજ લાવી તેમની ભૂખ સંતોષતો નહિ. માણસ દીઠ એકેક રોટલી તે પોતાને હાથે તૈયાર કરતો અને તેટલું જ ખાઇને બધાં ભુખ ભાંગતાં.

આમ કરીને તેણે એક હજાર સોનામહોર એકઠી કરી. એક હજાર સોનામહોરનું નામ લેતાં જ તેને હસવું આવી જતું અને તે આનંદમાં ગરકાવ થઈ જતો.

પણ આટલી બધી સોના મહોર રાખવી કયાં? તેનું ઘર તો ઝુંપડા જેવું હતું. પેટી પટારા મળે નહિ કે નહિ ઘરમાં એકે ભંડારીયું.

છેવટે પૈસા મૂકવાને માટે તેણે એક લોખંડની પેટી લેવાનો ઠરાવ કર્યો. પણ તેને માટે પૈસા જોઇએ તે કયાંથી લાવવા?

ભોળાનાથે આમ ચારે બાજુનો વિચાર કરી એક મોચીને ચામડાની કોથળી શીવવા આપી. કોથળી તૈયાર થઇને ઘેર આવી

એટલે ભોળાનાથે બધા પૈસા તેમાં મૂકી દીધાં. કોથળીની ઉપર કાપડનું એક સુંદર પડ કરાવી લીધું અને તે કોથળી હંમેશાં હાથમાં ને હાથમાં જ રાખવા માંડી. સુતી વખતે કોથળીનું તે ઓશીકું બનાવતો, અને તેને માથા તળે મૂકીને સુઇ જતો. ગમે એટલું દૂર જવું હોય તો પણ તે કોથળી વીલી મૂકતો નહિ. રખે ને છોકરાઓ પૈસા વાપરી નાખે એ બીકે કોથળીને સાથે લઈને જ તે ફરતો અને પૈસાને જીવથી વધારે વ્હાલા ગણી સંભાળતો.

ભોળાનાથ હાથમાં લાકડી લઇ ગામમાં ફરવા નીકળતા, ત્યારે બધા લોકો તેની આવી કંજુસાઇ માટે તેની મશ્કરી કરતા. ધીમે ધીમે બધા ભોળાનાથનું નામ જ ભૂલી ગયા અને તેને " સોના મ્હોર " એ નામે બોલાવતા થયા.

ભોળાનાથને પણ એથી જાણે મઝા પડતી અને તે પણ પોતાનું આ દેખાવડું નામ કબુલ રાખતો. એક દિવસ તેને બીજે ગામ જવાની જરૂર પડી.

સોનામ્હોર સુંદર નર્મદા નદીને કાંઠે આવીને ઉભો રહ્યો અને હવે સામે પાર કેમ જવું તેનો વિચાર કરવા લાગ્યો. આ કાંઠેથી પેલે કાંઠે માણસોને લાવ લઈજા કરવા માટે એક વહાણ ફરતું હતું. પણ વહાણમાં બેસાય કેમ ? તેણે સોનામ્હોરની કોથળી કમરે બાંધી દીધી અને લાકડી ફેંકી દઇ તરતાં તરતાં સામે કાંઠે જવાનો નિશ્ચય કર્યો.

ચોમાસાના દિવસ હતા. નર્મદા પાણીથી ભરપૂર હતી, અને જોસબંધ વહેતી સમુદ્ર તરફ દોડતી હતી. સોનામ્હોર અર્ધી નદી તરી ગયો, એટલામાં તેની કમરેથી પૈસાની કોથળી છુટી ગઇ.



આનંદધારા ]  સોનામહોર  [ ભાગ ૪ થો

એ બીકે કોથળીને સાથે લઇને જ ફરતો–પાન ૩૬

દુનીયા ડુબી! સોનામહોરનું મરણ જ આવી ગયું! તેણે એકદમ તરવાનું કામ બંધ કરી કોથળી સંભાળવા માંડી. કોથળીનો બંધ જરા ઢીલો થઈ ગએલો હતો, તે તેણે જોર કરીને બરાબર બાંધી દીધો અને જેવો પાછો તરવા જાય છે તેવી જ પાણીની એક મોટી છોળ આવી. તેણે તેને નદીના પાણીમાં સમાવી દીધો. સોના મહોર છેક તરતો તરતો શુકલતીર્થ તરફ તણાઇ ગયો.

પવિત્ર શુકલતીર્થને કિનારે કિનારે ધીમે ધીમે વહેતી નર્મદા નદી ઉપર નહાતી અને પાણી ભરતી સ્ત્રીઓએ સોના મહોરને દુરથી તણાઇ આવતો જોયો. તેઓ બધાં આશ્ચર્યમાં ગરકાવ થઇ ગયાં, અને "બિચારો કોણ નિર્ભાગી માણુસ આ પ્રમાણે તણાઈ આવ્યો હશે!" એમ બોલી શોક કરવા લાગ્યાં.

સોના મહોર દૈવયોગે આગળ ન જતાં શુકલતીર્થને કિનારે જતી કાદવમાં ખુંપી ગયો. કિનારાની બધી સ્ત્રીઓ બીકથી આશ્ચર્ય પામતી ત્યાં ગઇ અને સોનામહોરને ધારી ધારીને જોવા લાગી.

આ બધી સ્ત્રીઓમાં ભરૂચના બ્રાહ્મણ ભાર્ગવદત્તની છોકરી તારા પણ હતી. તારા સોનામહોરને ઓળખતી હતી અને તેની ટેવ પણ જાણુતી હતી. તારાનું સાસરૂં ઘણું ગરીબ હતું. તેણે સોનામહોરને કેડે લટકતી સોનામહોરની કોથળી જોઇ.

તારા બોલી, "ચાલો! ચાલો! એ મરેલો માણુસ છે. તેમાં જોવા શું ઉભાં? રાત પડી. હવે અહીં ઉભા રહેવું ઠીક નહિ!"

એમ સમજાવી તે બધી સ્ત્રીઓ સાથે ગામને પાદરે આવી. સૂર્યનારાયણ ડુબી ગયા હતા. હવે થોડું જ અજવાળુ બાકી રહ્યું હતું.

ગામમાં પેસતાં જ એકદમ તારા બોલી ઉઠી:–" હાય હાય ! મારા હાથની વિંટી ક્યાં ? મને લાગે છે કે તે નદીને કાંઠે જ રહી ગઈ હશે. " એમ બોલી તે એકદમ પાછી નદીને રસ્તે વળ

તારા ધીમેધીમે સોનામહોરના મડદાપાસે ગઇ અને તેને કાદ માંથી ખેંચીને બહાર આણ્યું. બહાર કાંઠે લાવીને તે તેની કંમરેથ કોથળી છોડવા પ્રયત્ન કરવા લાગી. પણ સોનામહોરે તે એટલ જોરથી બાંધી હતી કે તે જલદી છુટી નહિ.

તારા દાંતે દાંતે કોથળી છોડવાનો પ્રયત્ન કરવા લાગી. તારાએ બીજી વાર જેવો કોથળીને દાંત અડકાડયો તેવી જ રામશંકર મહે તાજીની મા સુનંદા પાછળ આવી પહોંચી. પાદરે વાટ જોઇ જો તારા પાછી ન આવવાથી તે તેને શોધવા માટે ફરી ત્યાં આવ હતી. તારાને મડદા સાથે આ પ્રમાણે ચેષ્ટા કરતી જોઈને સુનંદ હડકાયલી કુતરીની માફક નાસી ગઇ, ને ગામમાં જઇને બો તારાની જ વાતો કરવા લાગી.

તારાના વર શાંતિશંકરની પાસે જઇ તે તેને કહેવા લાગી " બેટા ! ગમે તેમ કર પણ આ તારી વહૂને પિયેર મૂકી આવ એ તો મુઈ ડાકણ છે. મેં મારી નજરોનજર તેને મડદાંનું માં ખાતાં જોઇ છે ! જા, હમણાં ને હમણાં તેને તેના બાપને ત્યાં વિદાય કર !

હાથમાં ડાંગ લઈને શાંતિશંકર નદીના કિનારા ભણી ધીરે ધીમે તારાની પાછળ આવી પહોંચ્યો. પાણીનું બેડું લઇને આગળ તારા અને પાછળ ખભે ડાંગ સાથે શાંતિશંકર ચાલતો હતો. તારાનું મન આ વખતે ઘણા આનંદમાં હતું. તેણે સોનામહોરની કોથળ

છોડી લઇ તેને પાલવમાં છુપાવી દીધી હતી. તેનું મન તરંગે ચઢ્યું હતું. એટલામાં તેણે સાંભળ્યું: "તારા, ઉભી રહે!"

તારા ઉભી રહી. પાછળ ફરી જુએ છે તો શાંતિશંકર ડાંગ સાથે ઉભો છે. તેણે તેને કહ્યું: "તારા! તારા બાપને કોલેરા થયાનો તાર આવ્યો છે, માટે જલદી જલદી અહીંથી તારે પીયેર જા."

"પણ મારાં લુગડાં કપડાં?"

"ના. કોઈ વસ્તુનું કામ નથી. તું તારા બાપને ત્યાં જલદી જા."

તારાના બાપનું ઘર શુકલતીર્થથી થોડે દુર આવેલું હતું. ભરૂચથી થોડા દિવસ ઉપર જ તેઓ ત્યાં આવીને રહ્યા હતા. તારા શાંતિશંકરનું બોલવું સાંભળી કાંઇક વ્હેમમાં પડી. તે પોતાના પિતાના ઘરતરફ ચાલવા લાગી. શાંતિશંકર પણ ડાંગ લઇ તારાની પાછળ જ ચાલતો હતો. તારા સ્વામીની આગળ આગળ ચાલતાં ધીમે ધીમે બોલવા લાગી:—

"ભોળાનાથ રહે મુજ ગામ,
જેને ખીજવે લોક તમામ;
વણ ખાધે તે ભુખથી મરે,
પાઈ પાઈ પણ ભેગી કરે.
મ્હોર મેળવી એક હજાર,
તેની કોથળી કરી તૈયાર;

તે કોથળી કમ્મર પર બાંધી પરગામે પણ જાય જો!
ભુખથી તરફડતાં બાળકડાં દુ:ખ ગીતડાં ઘર ગાય જો!

તેનું શબ મેં દીઠું અહીં,
કોથળી પણ કમ્મર પર સહી;
તારા ગરીબ હતી બહુ પેર,
પણ કરવાને લીલા લ્હેર.
તારા તે શબ સમિપે ગઈ,
દાંતે કોથળી છોડી રહી !

તે અવલોકે વ્હેમ પડે તો તારાનો શો વાંક જી !
નથી શાકિની, ડાકણ, દામિની, હું અબળા બહુ રાંક જી !"

આ સાંભળી શાંતિશંકરે તેને પ્રેમથી પાછી ઘેર જવા બોલાવી. પણ હવે તારા પાછી ન ફરી. તેણે બધી વાત પોતાના બાપને કહી સંભળાવી. બાપે સોનામહોર તેના દીકરાઓને મોકલાવી આપી; અને તારાને પોતે તેટલું જ ધન આપ્યું. તારાનો બાપ ઘણો શ્રીમંત હતો.

છેવટે શાંતિશંકર પોતાની ભુલ કબુલી તારાને તેડવા આવ્યો. તારાને કાંઈ ભાઈ બ્હેન ન હતાં એટલે તારા અને શાંતિશંકર ત્યાં જ રહ્યાં, અને મઝા કરવા લાગ્યા.

---



 પીથીયાઝ અને ડેમન 

પીથીયાઝ પોતાના મિત્રને ખુબ જોરથી ભેટયો–પાન ૭૬





સુ શી



સુશી તેની વ્હાલી નાની બિલાડી હલી—પાન ૪૧

# સુશી

'મારી પાસે તો સુશી સિવાય કાંઇ નથી. હું શું આપું ? સુશીનું શું ઉપજે ?' જયંત પોતના મન સાથે વિચાર કરતો હતો.

સુશી તેની વ્હાલી નાની બિલાડી હતી. તેણે તેને પાળી હતી. ઉછેરીને મોટી કરી હતી. ન્હોતાં તેને મા કે બાપ. એને એની સુશીમાં જ આખી દુનિયા આવી જતી.

ખીમચંદ શેઠે તેને આશરો આપ્યો હતો. શેઠ મોટા વેપારી હતા. તેમનાં વહાણ ફરતાં. જ્યારે વહાણો દેશાવર જતાં ત્યારે તેમના નોકરોને કોઇ ચીજ દેશાવર વેચવા આપવી હોય તો પુછીને લઇ જતા, ને જે ઉપજે તે તેમને ઉપજાવી આપતા. દયાના તે ભંડાર હતા.

કાલે તેમનું વહાણ ઉપડવાનું હતું. પણ ગરિબ બિચારા જયંત પાસે વેચવાને કંઈ ન હતું.

એણે સુશીને દેશાવર મોકલવા વિચાર કર્યો. પણ સુશીને કોણ લે ? છતાં પણ બીજે દહાડે તેણે ખીમચંદ શેઠને સુશી આપી.

ફર ફર વહાણ ચાલ્યું. હજારો બંદર ને સેંકડો દેશ તેણે વટાવ્યા. એક ટાપુ પર પાણી લેવા વહાણ નાંગર્યું.

હજારો લોક એકઠા થયા ને એ બેટના રાજાએ ખીમચંદ માટે પાલખી મોકલી. અરસપરસની ખબર પૂછાઈ. રાજાએ પણ ઘણો માલ ખરીદ્યો. છેવટે રાજાજીએ પોતાનાં દુ:ખની વાત કહેવા માંડી કે, મારા રાજ્યમાં ઉંદરોનો ભારે ઉપદ્રવ છે. મારા પોતાના ભાણામાંની ચીજો પણ ઉઠાવી જતાં તેઓ ડરતા નથી. ખેતરોના પાક ખાઈ જાય, અનાજની વખારો ઉડાવી જાય, લુગડાંનો ગંજ કાપી નાખે; ને પાર વિનાનો ત્રાસ આપે છે. એમના ત્રાસમાંથી છુટવાનો મને કોઈ ઉપાય સુઝતો નથી. એવું કોઇ જનાવર હોય તો તે બતાવવા ખીમચંદ શેઠને રાજાએ આજીજી કરી. જોઇએ તો અરધું રાજ આપવા પણ તે તૈયાર હતા!

ખીમચંદ શેઠને સુશી સાંભરી. તેમણે તરત જ પોતાના માણસને વહાણ પર મોકલીને તેને મંગાવી.

સુશી આવી. ઉંદરોને જોઈ માણસના હાથમાંથી મ્યાઉં! કરીને કુદી. પૂંછડી ઉંચી કરીને દોડી. જોતજોતામાં તેણે ઉંદરોની ઉજાણી ગપાગપ કરવા માંડી.

રાજાજીની ખુશાલીનો પાર રહ્યો નહિ. ખીમચંદ શેઠને તેઓ જે માગે તે આપવા તૈયાર થયા. પણ શેઠ શું માગે?

શેઠ ન બોલ્યા. રાજાજીએ એક લાખ સોનામહોરો વહાણ પર મોકલાવી. સુશીની તેમણે એટલી કીંમત આંકી હતી!

જતે દહાડે વહાણ આવ્યું. સૌ હરખના માર્યા બંદરપર દોડ્યાં. પણ ગરીબ બિચારો જયંત! તેને શી આશા હતી કે દોડે?

ખીમચંદ શેઠ ઘેર આવ્યા ને સુશીની લાખ સોના મહોર ઉપજી છે, એમ કહીને જયંતને આપવા માંડી.

જયંત તો આભો જ થઈ ગયો. એટલા બધા પૈસાને તે શું કરે ? મુઠ્ઠીએ મુઠ્ઠીએ તેણે બધાંને સોનામહોરો વહેંચી.

પૈસા આવ્યા એટલે તેનાં વાન ફર્યાં. ખીમચંદ શેઠે તેને સારાં સારાં લુગડાં કરાવ્યાં. નોકર ચાકર આપ્યા ને મોટો મહેલ બંધાવી આપ્યો.

જયંતની અક્કલે ય ખીલી. તેણે પણ શેઠનું કામ સારૂં સંભાળવા માંડયું.

અને શેઠની મહેરબાની તેના ઉપર પુરેપુરી ઉતરી. છેવટે શેઠે પોતાની એકપુરી પુત્રી ઉષાનાં તેની સાથે લગ્ન કરી આપ્યાં.

પણ જયંતને ઘણી વાર ગરીબ બીચારી સુશી યાદ આવ્યા કરતી. સુશીના પ્રતાપે તેને સૌ મળ્યું હતું, એ કેમ ભૂલાય ?



# પ્રભુની મે'ર

ઘણાં વર્ષોની વાત છે. તમારા જેવાં જ બાળકોની.

જ્વાળામુખી પહાડ ફાટયો. બળતી બળતી ધાતુઓ નીકળી. સોનું નીકળ્યું, તાંબુ નીકળ્યું ને લોઢું ય નીકળ્યું. બળતા બળતા પથરા નીકળ્યા. મોટા નીકળ્યા ને નાના ય નીકળ્યા. કાળા નીકળ્યા ને રાતા ય નીકળ્યા. હલકા નીકળ્યા, ને ભારે ય નીકળ્યા.

એનો તો મોટો પ્રવાહ ચાલ્યો. ઘરે ય બળે ને ઝાડે ય બળે. પશુ ય બળે ને પંખી ય બળે. કશું બાકી ન રહે.

ગામ બધું હલકયું છે. નાસાનાસ થઈ રહી છે. કેટલાક અનાજ લઈને નાઠા. કેટલાક સોનું લઈને નાઠા. કેટલાક રૂપું લઈને નાઠા. કેટલાક પૈસા લઈને નાઠા. કેટલાક દેવ લઈને નાઠા.

બે હતા છોકરા. રૂપાળા ને સારા. ગુણવાન ને નીતિમાન. જાણે રામ–લક્ષ્મણની જોડી. એ કહે, "ધન દોલત કામની નહિ. ચાલો ને આપણાં માબાપને લઈને નાસી જઈએ ? એમનાથી નસાશે નહિ. એ જ આપણું ખરૂં ધન. એ જ આપણો સાચો ધર્મ."

બન્ને ભાઈઓએ જીવની પરવા મૂકી. એકે માને ખાંધે લીધી. બીજાએ બાપને ખાંધે લીધો. બન્ને નાસી છુટ્યા.

પ્રભુની મે'ર થઈ. બન્ને ભાઈના પગ પડે ત્યાં ધરતી ઠંડી ઠંડી ! ઉના ઉના પથરા ય ન મળે ! બળતી ધાતુ ય ન મળે ! ધાતુઓનો પ્રવાહ પણ બંધ થઇ ગયો !

બંને ભાઈ માતાપિતાને લઇને સહીસલામત નીકળી ગયા.

માની આંખે હરખનાં આંસુ. બાપની આંખે હરખનાં આંસુ. તેઓ તો રાજી રાજી થઈ ગયાં.

લોક બધાં જોઈ રહ્યા. સૌના અચંબાનો પાર નહિ. સૌ કહે, "વાહ, વાહ ! ધન્ય છે ! પુત્ર હોય તો આવા હજો."

આજ પણ એ જગ્યા 'ધર્મક્ષેત્ર'ના નામથી પ્રસિદ્ધ છે.

---

# સિકંદરની માતૃભક્તિ

અસલના વખતમાં સિકંદર નામનો એક પ્રસિદ્ધ બાદશાહ થઈ ગયો. એ ઘણો શૂરવીર હતો. એણે ઈરાનના રાજાને તથા પંજાબના રાજા પોરસને પરાજિત કર્યા હતા.

કહેવામાં આવે છે કે સિકંદર પોતાની માતા ઉપર બહુ પ્રેમ રાખતો. તે પોતાની માતાની બધી આજ્ઞાઓનું પાલન કરવા માટે તૈયાર રહેતો. સિકંદરની માતૃભક્તિ માટે નીચેની કહાણી પ્રસિદ્ધ છે.

જ્યારે સિકંદર દિગ્વિજય કરવા નીકળ્યો, ત્યારે એણે પોતાના રાજ્યનો સઘળો ભાર એક મંત્રી પર નાંખી દીધો. એ મંત્રી ઘણો ઈમાનદાર હતો. એણે ઘણી કુશળતાથી રાજ્યનું કામ સંભાળ્યું. પણ સિકંદરની માતા એને ઘણો તંગ કર્યા કરતી હતી. સિકંદરની માતાનો મોટો દોષ એ હતો કે તે બેહદ લોભી હતી. તરેહ તરેહનાં રત્નોનો સંગ્રહ કરવાનો તેને બહુ શોખ હતો.

સિકંદર જ્યારે કોઈ દેશપર વિજય મેળવતો, ત્યારે તે પોતાની માતા માટે ત્યાંથી સુંદર સુંદર ચીજો મોકલતો. પણ તે એટલાથી સંતુષ્ટ ન્હોતી. આથી તે મંત્રીને ખુબ તંગ કર્યા કરતી હતી. મંત્રી ગભરાઈને સિકંદરની પાસ ફરીયાદ મોકલવા લાગ્યો. સિકંદરને એક

કાગળ રોજ મળતો, તેમાં એની માતાની વિરૂદ્ધ કંઈ ને કંઈ ફરિયાદ આવતી જ.

થોડાક દિવસોમાં સિકંદરની પાસે ચિઠીઓનો એક મોટો ઢગલો બની ગયો. એક દિવસ તે આ કાગળોને બેઠાં બેઠાં ઉથલાવી રહ્યો હતો, ત્યારે કોઇએ પૂછ્યું "આ કાગળો શાના છે?"

સિકંદરે કહ્યું "આ સઘળી મારી માતાની વિરૂદ્ધ ફરિયાદો છે."

એ માણસે ચકિત થઇ પૂછ્યું, "આટલી બધી ફરીયાદો?"

સિકંદરે કહ્યું, "હા. મારા મંત્રીને ખબર નથી કે મારી માતાના એક આંસુના ટીપાઆગળ આ સર્વ કાગળો નકામા છે."

# વીર કોળી

મોડાસાની નજીક ઇસિરી ગામ છે. તે ઇડર રાજ્યની સરહદમાં આવેલું છે. તે ગામ નાનું છે ને તેમાં કોળી લોક વધુ પ્રમાણમાં રહેતા જોવામાં આવે છે. તે ગામની ચારે તરફ મોટા પહાડો અને જંગલો આવેલાં છે.

લગભગ પાંચેક વર્ષ પહેલાં તે ગામમાં એક કોળી ગાયો ચરાવવા જંગલમાં ગયો હતો. તેનો ભાઈ પણ સાથે હતો. તે લગભગ સત્તર વર્ષનો હતો.

એકાએક એક વાઘ ભયંકર કીકીયારી કરતો તે જંગલની ગુફામાંથી નીકળ્યો. તે વખતે કોળી પાસે ફક્ત લાઠી હતી. તે કોળી ઉપર આ જમદુતે કુદકો માર્યો. તેના આગલા પગથી બાથ ભીડી. બંને બથ્થાબથ્થી ઉપર આવી ગયા. લોહીની નદી ચાલવા લાગી.

જ્યારે તેના ભાઇએ આ જોયું ત્યારે તેણે વાઘનો કાન પકડી લીધો અને તે તેના ઉપર ચડી બેઠો ! તેવામાં તેના ભાઇએ પોતાની તક સાધી લીધી અને લાઠી લઇને તે વાઘના માથાઉપર મારી.

વાઘ મુર્છા ખાઇને પડ્યો. કોળી વાઘ ઉપરથી ઉતરી પડ્યો અને તેને ત્યાં જ પૂરો કર્યો.

કોળી કેવો વીર ? કેવો બહાદુર ?

# રાણી અનારદે

એક વખત ગુજરાતનો એક રાજા પોતાની પાછળ બે કુંવર મૂકીને મરણ પામ્યો. ફુલસિંહ નામે મોટો કુંવર ગાદીપર બેઠો. પણ થોડા વખતમાં તે પણ વગર સંતતિએ મરણ પામ્યો. પછી તેનો નાનો ભાઈ રૂપસિંહ ગાદીએ આવ્યો.

મરનાર ફુલસિંહની વિધવા રાણી રાજકાજમાં બહુ કુશળ હતી. વળી વાળ ગુંથવાની કળામાં તેના જેવી પાવરધી બીજી કોઈ ન મળે.

એક વખત બાળરાજા તેના ખોળામાં માથું મૂકી સૂઈ રહ્યો હતો. તેની ઉંમર આ વખતે સોળ વર્ષની હતી. રાણીએ તેના માથાના વાળ બરાબર ગોઠવવા માંડયા. પણ એટલામાં કુંવર જાગી ઉઠ્યો. તેણે કહ્યું, આજ વાળ ઓળવાની તમારી ચાલાકી કયાં જતી રહી? તમે તો મારા વાળ ખેંચી મને જગાડ્યો!

આ બોલથી રાણીને જરા રીસ ચઢી. પણ હસતાં હસતાં તેણે જણાવ્યું, બરાબર છે; દિયરજી. હું હવે ઘરડી થવા આવી છું, એટલે કદાચ ભૂલ થતી હશે. પણ જો સૌથી ચતુર વાળ ઓળનારી જોઇએ તો રાણી અનારદેને પરણી લાવો!

રાણીએ તો આ વાત સહજ મશ્કરી રૂપે કહી હતી. પણ રૂપસિંહે તો તે પ્રમાણે કરવા તરત જ પ્રતિજ્ઞા લીધી. રાણીએ તેને ઘણોય સમજાવ્યો પણ તેણે ન માન્યું.

હવે રાણીને પસ્તાવો થવા લાગ્યો. હઠીલા કુંવરે જવાની તૈયારી કરવા માંડી અને અનારદેના રહેઠાણ વિષે રાણીને પૂછ્યું. રાણીએ નિરાશ થઈ છેવટે બને તેટલી મદદ કરી તેનું કામ સ્હેલું થાય એમ કરવા માટે રૂપસિંહને નીચે મુજબ ચેતવણી આપી.

તે બોલીઃ કુંવર, જ્યારે તમે નથી જ માનતા ત્યારે ભલે જાઓ. પણ મારા શબ્દો બરાબર યાદ રાખજો. અહીંથી નીકળી તમે ઉત્તર દિશા તરફ જજો. ત્રણ દિવસ ચાલ્યા પછી તમે એક ગીચ જંગલમાં પહોંચશો. ત્યાં એક સુંદર સરોવર છે. ત્યાં થઈને સાવધાનીથી ચાલ્યા જજો. પણ પેલા સરોવરમાંનું પાણી ભૂલે ચુકે પણ પીશો નહિ, તેમ તેમાં ન્હાશો પણ નહિ.

આગળ જતાં એક પર્વત આવશે. ત્યાં એક ભયંકર હાથી રહે છે. તેને દેખા ન દેશો. નહિ તો તે તમને છોડશે જ નહિ.

પર્વત છોડ્યા પછી આગળ જતાં ઠગનગર આવશે. ઠગ લોકો તમને છેતરીને મારી ન નાખે તેની સંભાળ રાખજો. ત્યાં ચાલાકીથી રહેજો. ત્યાર પછી તમે એક જંગલમાં જશો. આ જંગલ રાક્ષસોથી ભરેલું છે અને તેઓ માણસોને ત્યાંથી જીવતા જવા દેતા નથી. માટે સાવધાન રહેજો.

ત્યાંથી ચાલતાં તમે પંચપુષ્પા કુંવરીના દેશમાં જઇ પહોંચશો. એ કુંવરીનું વજન પાંચ પુલના જેટલું જ હોવાથી તેનું નામ પુલપંચા અથવા પંચપુષ્પા પાડવામાં આવ્યું છે. એ દેશમાં જરૂર તમારૂં મોત થશે. પણ હું તમને અમૃતની શીશી આપું છું. તે તમે સાથે રાખજો અને એ દેશમાં ગયા પછી કોઈ વિશ્વાસુ આદમીને તે સોંપી રાખજો.

જો તે માણસ તમારા મરણ પામ્યા પછી તે શીશીમાંથી ત્રણ ટીંપાં અમૃત તમારા મ્હોંમાં રેડશે તો તરત જ તમે જીવતા થશો. માટે બરાબર સાવધાની રાખજો.

આટલી હકીકત સાંભળ્યા પછી અમૃતની શીશી લઈ ભાભીને પ્રણામ કરી તેની આશિષ લઈ, પોતાના તૈયાર રાખેલા ઘોડાપર બેસી રૂપસિંહ ઉત્તર દિશા તરફ ચાલતો થયો.

ત્રણ દિવસ પછી ભાભીના જણાવ્યા મુજબ તે એક ગીચ જંગલમાં આવી પહોંચ્યો. ત્યાં તેણે એક સુંદર સરોવર જોયું. પણ ભાભીની ચેતવણી ભુલી જઇ તે પોતાના ઘોડાને ત્યાં પાણી પાવા લઈ ગયો. એટલામાં તેણે કેટલીક પરીઓને ઘોડાપર બેસીને તે તરફ આવતાં જોઇ.

કુંવરે ગભરાટથી ઘોડાની સામે જોયું તો ઘોડો પાણી પીવાથી મરણ પામ્યો હતો! તરત જ તેણે ઘોડા ઉપરનું કીમતી જીન અને ઘાસીચો ઉપાડી પરીઓ ન દેખે તેમ એક ઝાડતરફ ચાલવા માંડયું. ઝાડપર ચડી જઈ તે નિરાંતે બેઠો. બધી પરીઓએ પોતાના ઘોડા તે જ ઝાડે બાંધ્યા અને તેઓ સરોવરના જળમાં ન્હાવા પડી.

આ તરફ રૂપસિંહ ઝાડપરથી ધીમેથી ઉતર્યો. તેણે પરીઓની રાણીના ઘોડા પર પોતાની બીછાત બીછાવી, ઘોડાના મ્હોંમાં લગામ નાખી, ઘોડાને મારી મૂકયો.

પરીઓ સ્નાન કરી બહાર નીકળી ત્યારે તેમણે ઘોડો ગુમ થયેલો જોયો. ઘોડાના પગલે તેઓ પેલા પર્વત સુધી આવી પહોંચી. ત્યાં આવી પેલા ભયંકર હાથીને ઘોડા સાથે રાજાને પકડવા મોકલ્યો.

હાથીએ તરત જ કુંવરને પકડી પાડ્યો અને સુંઢમાં ભરાવી ને પાછો લઇ આવ્યો. રાજકુંવરે હવે જીવવાની આશા છોડી દીધી. આખરે હિંમત લાવી, એક તરવારના ઝટકાથી માગ કરી ચાલાકીથી હાથીની સુંઢમાંથી તે ઘોડા સાથે નાસી છુટ્યો.

આખરે રૂપસીંહ ઠગનગરમાં આવી પહોંચ્યો. ઠગનગરમાં પેસતાં જ તેને એક ઘરડો માણસ સામો મળ્યો. તેણે બે હાથ જોડી રૂપસિંહને નમસ્કાર કર્યા અને કહ્યું, ઠાકોર, તમે તો ઘણે દિવસે દેખાયા. તમારા બાપે તમારૂં લગ્ન મારી દીકરી સાથે કરેલું. પણ પછી તમે તો તેને તેડાવી પણ નહિ. સારૂં થયું કે આજે આપ પધાર્યા. રૂપસિંહ આ ઠગને ઓળખી ગયો. પણ તેણે ઠગની વાત કબુલ રાખી.

ત્યાર પછી તે ઠગની સાથે તેને ઘેર ગયો. ઠગને ચાર છોકરા હતા. બધાએ મળી રાજાને રાત્રે બારીએથી ફેંકી દેવાનો વિચાર રાખ્યો હતો. પણ રાજાએ તો છેક ભોંયતળીએ ઓટલાપર સુઈ રહેવાનું જ કબુલ કર્યું.

રાત્રે તે જાગતો પડી રહ્યો. પેલી પરીઓની રાણી તેના પગલે પગલે અહીં સુધી આવી પહોંચી. તેણે રાજકુંવરના પગે જાદુઈ દોરડું બાંધ્યું અને તબેલામાંથી પોતાનો ઘોડો કાઢયો.

રાજાએ ચાલાકીથી પોતાના પગનું દોરડું પેલા બુઢ્ઢા ઠગના પગે બાંધી દીધું. પરી ઘોડો લઈ દોરડાનો બીજો છેડો ખેંચતી ચાલવા લાગી. પેલો બુઢ્ઢો ઠગ પાછળ તણાવા લાગ્યો. પર્વત પાસે જઈ પરીઓની રાણીએ બુઢ્ઢા ઠગને પોતાના ઘોડાનો ચોર સમજી હાથીના પગ છુંદાવી નાખ્યો.



આનંદધારા ] અનારદે [ ભાગ ૪ થો

પરી ઘોડો લઇ દોરડાનો બીજો છેડો ખેંચતી ચાલવા લાગી.-પાન ૫૨



 અનારદે 

રાજાએ તેને જોતાં જ તેનો હાથ ઝાલ્યો અને તેની માફી માગી.

—પાન ૫૮

પરીના ગયા પછી તરત જ રૂપસિંહ ઉઠયો. તબેલામાં પોતાનો ઘોડો ન જોવાથી બુઢ્ઢાના દીકરાઓ પાસે જઇ તેમને ધમકી આપી તેમની પાસેથી એક ઘોડો લીધો અને પછી આગળ ચાલ્યો.

ઉત્તર દિશા તરફ ચાલતાં એક જંગલ આવ્યું. આ જંગલમાં બે રાક્ષસો અંદર અંદર લડતા હતા. રૂપસિંહને જોતાં જ તેઓએ લડવાનું છોડી દઇને હસવા માંડયું. રૂપસિંહ પણ તેમના સામું જોઇ બમણા જોરથી હસી પડયો. રૂપસિંહને હસતો જોઈ પેલા રાક્ષસોએ કહ્યું, અલ્યા, અમે તો અમોને ઘણે દિવસે શિકાર મળ્યો તેથી હસ્યા. પણ તું કેમ હસ્યો ?

રાજાએ જણાવ્યું, હું મહાદેવજીનો ગણ છું. શંકરના ઢોલનું એક પાસનું ચામડું ફાટી ગયું છે. તેને માટે બે રાક્ષસોનું ચામડું જોઇએ છીએ. અહીં આવતાં બરાબર બે રાક્ષસો જોઈ મને આનંદ થયો ને તેથી મને હસવું આવ્યું.

એમ કહી તે તેમના સામો ધસ્યો. રાક્ષસો ધ્રુજવા લાગ્યા. છેવટે રાક્ષસોએ રાજાને પોતાની પાસેની ચમત્કારી પવનપાવડી આપવાનું વચન આપ્યું ત્યારે જ તેમને તેણે જવા દીધા.

પવનપાવડીને ઘોડાની પીઠપર બાંધી ત્યાંથી તેણે આગળ ચાલવા માંડયું. છેવટે તે પંચપુષ્પા કુંવરીના દેશમાં આવી પહોંચ્યો. નગરની બહાર એક બાગ હતો. તેમાં રાજાની માલણ રહેતી હતી. રૂપસીંહ તેને ઘેર રહ્યો.

થોડા જ વખતમાં રાજાની હકીકત પંચપુષ્પા કુંવરીના જાણવામાં આવી. એક દિવસ ફરવા જતાં કુંવરીએ તેને જોયો અને તેને જોતાં જ તે તેના પર મોહી પડી.

આ બાજુ ફરી આવીને રાજા પાછો આવ્યો એટલે તેણે માલણને ખાવા કરી આપવાનું કહ્યું. માલણ તે વખતે કુંવરીના હાર ગુંથતી હતી. રાજાએ હાર ગુંથવા માંડયા અને માલણે ખાવાનું બનાવ્યું.

ચાલાકીથી રાજાએ હારમાં પોતાની વીંટી સંતાડી દીધી! પંચપુષ્પા કુંવરીને તે વીંટી મળતાં ઘણો આનંદ થયો.

કેટલાક દિવસ પછી રાજાએ કોઇ ગરીબ રજપુતના પોશાકમાં પંચપુષ્પાના બાપની મુલાકાત લીધી. રાજાએ ખુશ થઈ રૂપસિંહને સીપાઈની જગા આપી. તે હંમેશાં કુંવરીના મહેલનો પહેરો ભરતો હોવાથી કુંવરી સાથે તેણે વાતચીત કરવાનો લાગ સાધી તેને પોતાનું ઓળખાણ આપ્યું.

હવે આ દેશના રિવાજ મુજબ કુંવરીનું વજન કરવાનો વખત આવી પહોંચ્યો. આમ કરવાનું કારણ એ હતું કે જ્યાં સુધી કુંવરી કોઈ પરપુરૂષને પ્રેમથી ન જુએ ત્યાં સુધી જ તેનું વજન પાંચ પુલના જેટલું રહે. પણ જો તેની નજરે તેના મનગમતો કોઇ પુરૂષ પડી જાય તો તેનું વજન તેની ઉમરની બીજી છોકરીઓના જેટલું જ થાય. આ વખતે વજન લેતાં કુંવરીનું વજન બે મણ થઇ ગયું!

રાજાએ આ બાબતની તપાસ કરી રૂપસિંહને ગુન્હેગાર ઠરાવી ફાંસી દીધી. રૂપસિંહે પેલી માલણને પોતાની અમૃતની શીશી આપી મૂકી હતી. તે વડે માલણે તેને જીવતો કર્યો.

જીવતો થતાં જ રૂપસિંહ પવનપાવડી પર બેસી ઉત્તર દિશા તરફ ઉડ્યો અને લાંબે વખતે એક સુંદર બગીચામાં આવી પહોંચ્યો.

આ બગીચામાં એક સાત માળનો સુશોભિત બંગલો હતો. રૂપસિંહ તરત જ છેક ઉપરના મજલે જઇ પહોંચ્યો. ત્યાં એક સન્યાસી બેઠો હતો. તેણે રૂપસિંહને બોલાવ્યો ને આશીર્વાદ આપ્યો. રૂપસિંહે સન્યાસીના ચરણમાં મસ્તક મૂકયું અને તે જે કામે ત્યાં આવ્યો હતો તે બાબત સલાહ પૂછી.

સન્યાસીએ તેને જણાવ્યું, આજ હું જ્યારે આ બાગના સરોવરમાં સ્નાન કરવા જાઉં ત્યારે તું મારી પાછળ પાછળ આવજે અને એક સ્થળે સંતાઇ રહેજે. બાગમાં દાડમનું એક ઝાડ છે. તેના પર ઘણાં દાડમ ઉગેલાં છે. તે દરેકમાંથી એકએક પરી બહાર નીકળી ઝાડની આજુબાજુ નાચગાન કરશે અને થોડા વખત પછી તે બધી પાછી દાડમમાં પેસી જશે.

પરીઓની રાણી અનારદે કયા દાડમમાં પેસે છે તે તું ધ્યાન રાખજે અને પછીથી તે દાડમ તોડી લઇ પાછું જોયા વગર તેમ કંઈ પણ બોલ્યા વગર સીધો તારા રસ્તે પડજે. દાડમ બરાબર સાચવજે.

સન્યાસીની સુચના મુજબ રાજાએ કર્યું. અનારદેવાળું દાડમ લઇ રૂપસિંહ ઘોડેસ્વાર થઈ પોતાના નગરતરફ ચાલવા લાગ્યો. રસ્તામાં તેને એક બીજો સન્યાસી મળ્યો. તેણે સાતસો વર્ષ સુધી આ રાણી મેળવવા માટે તપ કર્યું હતું. રૂપસિંહે તેને પોતાનું દાડમ બતાવ્યું એટલે સન્યાસીએ તે લઇ સંતાડી દીધું.

રૂપસિંહે જ્યારે દાડમ પાછુ માગ્યું, ત્યારે તેણે ધમકી આપી કે મારા તપના પ્રભાવથી હું તને બાળી નાખીશ. માટે છાનોમાનો ચાલ્યો જા. આમ કહી તેણે પાસેના એક ઝાડને મંત્રના બળે બાળી નાખ્યું.

આ જોઇ રૂપસીંહે નિરાશ થઈ દાડમની જક છોડી દીધી. સન્યાસીએ તેને રાજી કરવાના હેતુથી એક દંડ આપ્યો અને જણાવ્યું કે આ દંડથી તું ધારીશ તેને શિક્ષા કરી શકીશ. છેવટે દંડ લઇને રાજકુમાર ઘોડા પાસે આવ્યો. પેલા દંડે કુમારને જણાવ્યું, જો તમારી ઇચ્છા હોય તો એ સન્યાસીની હું બરાબર ખબર લઉં. તેણે વગર વાંકે મારો ત્યાગ કર્યો છે. મારૂ નામ લાલીયો લઠ છે.

રાજાએ તેને ખુશીથી આજ્ઞા આપી એટલે પેલો લાલીઓ લઠ બરાબર સંન્યાસીની ખબર લેવા લાગ્યો. તડાતડ ! ફડાફડ ! ધરરર ! ! સન્યાસીના બાર વાગી ગયા. લાલીઆ લઠે ખુબ ભારે તડી દીધી.

સન્યાસી તેના ત્રાસથી દાડમ ફેંકી દઈ રાજાને પગે પડયો. રાજા દાડમ તથા દંડ બન્ને લઇને પોતાના નગરમાં આવ્યો. મહેલમાં આવી પોતાની ભાભીને મળ્યો. પછી લગ્નની તૈયારી થવા માંડી. દાડમમાંથી અનારદે બહાર આવી અને મોટી ધામધુમથી તેમનાં લગ્ન થયાં.

લગ્નના સમારંભમાં રૂખી નામની એક નીચ જાતની જાદુગર છોકરીએ રાજાને જોયો. તેણે રાજા સાથે લગ્ન કરવા વિચાર કર્યો. યુક્તિથી તે મહેલમાં દાસી તરીકે રહી. એક દિવસ રાજા સુઈ ગયો હતો ત્યારે પરીઓની રાણી સ્નાન કરવા કુવાઉપર ગઇ. રૂખીએ પાછળથી આવી રાણીને કુવામાં નાખી દીધી.

પછી એ જાદુગરણી પોતાના જાદુના મંત્રબળથી રાણીનું રૂપ લઇ મહેલમાં પેઠી. વિધવા રાણીને કાંઈક શક પડવાથી તેણે રૂખીને દાડમમાં પેસીને પાછું બહાર નીકળવા જણાવ્યું. પણ

રૂખીએ ફરીથી દાડમમાં ન પેસી શકાય એમ કહી તેના મનનું સમાધાન કર્યું. ત્યારપછી તે જાદુગર રાણીએ રાજાને આડું અવળું સમજાવી તેની ભાભીને જુદી રખાવી.

હવે જે કુવામાં રાણીને નાખી હતી ત્યાં એક સુંદર કમળ ઉગ્યું. માળીએ તે કમળ રાજાને ભેટ કર્યું. રૂખી તરત જ રાણીને ઓળખી ગઈ. તેણે કમળના ટુકડે ટુકડા કરી તેને બારીએથી ફેંકી દીધું.

થોડા વખત પછી ત્યાં એક સુંદર આંબાનું ઝાડ ઉગ્યું. એક વાણીઓ આ ઝાડ પરથી એક કેરી તોડી ગયો અને પોતાની સ્ત્રીને ખવડાવી.

આથી તેની સ્ત્રીને રાણી અનારદેના જેવી એક છોકરી અવતરી. આ વાતની રૂખીને ખબર પડતાં જ તેણે રાજાને જણાવ્યું કે આપણા નગરમાં કોઈ વાણીઆની છોકરી મને નડે છે. માટે તેને મારી નંખાવો, નહિ તો મારૂં મરણ થશે.

રાજાએ આ સાંભળી પૂર્વ તરફના દરવાજે તે વણીક કન્યાને ફાંસી દેવડાવી. તે છોકરીનું માથું મહાદેવની પ્રતિમા બની ગયું. તેના શરીરનાં પાર્વતીજી બન્યાં. તેની આંખોનો કુકડો અને કુકડી બન્યાં અને પગનાં કેળનાં ઝાડ બન્યાં. રૂખીએ આ વાત જાણી રાજાને તે તરફ ન જવા માટે સુચના કરી.

એક વખત રાજા શીકારે ગયો હતો એવામાં તેનો ઘોડો તેને આ દરવાજા તરફ ખેંચી ગયો. રાજા ત્યાં મહાદેવનું દેવળ જોઈ અંદર દર્શન કરવા ગયો. ત્યાં તેણે પેલા કુકડા કુકડીને વાત કરતાં

સાંભળ્યાં. કુકડો મરઘડીને કહેતો હતો કે રાજા કેવો મૂર્ખ છે કે કશું સમજતો નથી ! તેની ખરી રાણી આજે પેલા કેળના ઝાડમાંથી નીકળી અલોપ થઇ જશે. પછી કદાપિ તે પાછી ફરનાર નથી. એટલે પેલી નીચ રૂખી જે અનારદેને મારી નખાવી રાણી બની બેઠી છે તે મહેલમાં મહાલશે.

આ સાંભળી રાજાને આશ્ચર્ય થયું. તે ત્યાં છુપાઇને બેસી રહ્યો. મધ્ય રાત્રે અનારદે કેળના ઝાડમાંથી નીકળી. રાજાએ તેને જોતાં જ તેનો હાથ ઝાલ્યો અને તેની માફી માગી.

ત્યાર બાદ બન્ને જણ મહેલમાં આવ્યાં. પેલી બનાવટી રાણી રૂખીને તે જ પૂર્વ તરફના દરવાજા પાસે સઘળાના દેખતાં ગરદન મરાવી. ત્યાર પછી તેણે પેલી પંચપુષ્પા કુંવરીને પણ તેડી મંગાવી તેની સાથે પણ લગ્ન કર્યું. પછી પોતાની ભાભીની માફી માગી તેણે પોતાની બંને રાણીઓ સાથે આનંદથી રાજ્ય કર્યું.



# પ્રભુ જે કરે છે તે સારાને માટે

એક ગામમાં ભલાભાઈ નામના એક પટેલ રહેતા હતા. તે ઈશ્વર ઉપર બહુ શ્રદ્ધા રાખે. તેમને એક ધર્મપત્ની હતાં. તેમનું નામ હતુ મોંઘીબાઇ. તે જરા જકકી હતા.

ભલાભાઈ ખેતી કરે. રોજ ખેતરમાં જાય. ત્યાં ભક્તિનાં પદો લલકારે ને મઝા કરે. સાંજે ખેતરમાંથી ઘેર પાછા આવે ને પત્નીને પ્રભુનો પ્રભાવ સમજાવે. તેમને ત્યાં એક કાળી માતેલી સુંદર શીંગડાવાળી ઘાટદાર ને ખૂબસુરત ભેંસ હતી.

ગામની ઘણી ખરી ભેંસો ગોવાળ સાથે રોજ વગડામાં ચરવા જતી. ભલાભાઈની ભેંસ પણ તે ટોળા ભેગી રોજ ચરવા જાય.

ભેંસોને રોજ મઝા પડે. કુમળું લીલું ઘાસ ચરવાનું મળે ને તળાવડીનું સુંદર કાચ જેવું નિર્મળ પાણી પીવા મળે. ભેંસો ચરીને થાકે એટલે પાણી પી વડની શીતળ છાયામાં નિરાંતે બેસે ને પછી વાગોળે. ગોવાળ પણ સાથે પોતાનું ભાથું લઇને જાય. તે ત્યાં છોડીને ખાય ને પછી વડની મૂળીઓમાં મૂળીઓનું ઓશીકુ કરીને નિરાંતે આનંદથી સૂઈ રહે. સૂતાં સૂતાં તે સોરઠા ને દૂહા લલકારે. કદાચ કદાચ તે તેની મધુરી બંસી પણ છેડે.

આમ રોજ ચાલતું. એક દિવસ પટેલની ભેંસના પગમાં કાંઇક વાગ્યું. ભેંસને બિચારીને ઘણું દુઃખ થવા લાગ્યું. તેનાથી તો ચલાય નહિ. જેમ તેમ કરી ભેંસ ઘેર આવી. પટલાણીને આ વાતની ખબર પડી.

પટેલ સાંજે ખેતરનું કામ પરવારીને ઘેર આવ્યા. પટલાણી કહે, "અલ્યો, જુઓને આપણી ભેંસનો તો આજે પગ ભાગી ગયો."

પટેલ કહેઃ "કાંઇ વાંધો નહિ, એ તો આ સંસારમાં એમ ને એમ ચાલ્યાં જાય છે. પ્રભુ જે કરે છે તે સારાને માટે જ કરે છે."

પટલાણી તો ચીડાયાં. પણ શું કરે ? છેવટે વાળુ કરી થોડીક વાતચીત કરી બન્ને સુઈ ગયાં.

બીજે દિવસે ગામની બીજી બધી ભેંસો વગડે ચરવા ગઇ. પણ ભલા પટેલની ભેંસથી તો ચલાય નહિ, એટલે તે ઘેર રહી.

વગડામાં ગોવાળ વડના છાંયે દૂહા ને સોરઠા લલકારતાં લલકારતાં ઉંઘી ગયો.

એટલામાં કેટલાક લૂંટારા લોકનું એક ટોળું ત્યાં થઇને જતું હતું. સાંજ પડવા આવેલી. તેમણે ભેંસોને હાંકી મૂકી. ગોવાળના જેવી જ બોલી તેમને આવડતી હતી.

ભેંસો તો ગઇ લૂંટારાના હાથમાં ! તે તો દૂર દૂર નીકળી ગઇ.

એટલામાં ગોવાળ જાગ્યો. જુએ તો ભેંસો ન મળે ! બિચારો નિરાશ થઇને રડવા લાગ્યો. સાંજ પડી હતી. લૂંટારાઓની પાછળ પણ તે કેવી રીતે જાય ? તેને કયાં તેમના રહેઠાણની ખબર હતી ? ને ખબર હોય તો પણ તે બિચારો એકલો હતો. છેવટે તે વીલે મોંઢે ગામ તરફ ગયો ને ગામમાં જઇ ભેંસોના ધણીઓને વાત કહી.

ભેંસોના ધણીઓ દોડ્યા ભેંસોને ખોળવા. ભલાભાઇએ આ વાત જાણી. તે પટલાણી પાસે આવ્યા, અને બોલ્યા, "જોયું, આપણી પણ ભેંસ આજે ચોરાઇ હોત. એ તો સારૂ થયું કે તેને પગે ઇજા થઇ. પ્રભુ જે કરે છે તે સારાને માટે જ. ખરી વાત ને?"

પટલાણીને પણ પ્રભુપ્રત્યે પ્રેમ થયો ને બન્ને રોજ પ્રભુ ભક્તિ કરી આનંદમાં દિવસો ગુજારવા લાગ્યાં.

---

# એકલવ્ય

પાંડવો કૌરવોના ગુરુ દ્રોણ વિશ્વવિખ્યાત બાણાવળી હતા. બ્રાહ્મણ ધર્મગુરુતરીકે હસ્તિનાપુરની રાજસભામાં તે બિરાજતા. પાંડવો અને કૌરવોને એમણે જ ધનુર્વિદ્યામાં નિપૂણ બનાવ્યા હતા. દરબારમાં એમનું ઘણું સન્માન થતું. એમની ખ્યાતિ દેશદેશાન્તરમાં પ્રસરી રહી હતી.

હજારો જુવાનો, રાજકુમારો ને અમીરપુત્રો ધનુર્વિદ્યામાં પારંગત થવા એમની પાસે આવતા. દરેકને દ્રોણગુરુ પોતાની વિદ્યા રૂડી રીતે શીખવાડતા.

એક દિવસે ભિલકુમાર એકલવ્ય તેમની પાસે આવ્યો. તે દ્રોણાચાર્યને ભકિતભાવથી પગે લાગ્યો ને વિદ્યાદાન દેવા વિનંતિ કરી. પરન્તુ રાજકુમારોની સાથે એક ભિલને પોતે ભણાવી શકે નહિ; એટલે એકલવ્યની વિનવણી દ્રોણાચાર્ય માન્ય રાખી શકયા નહિ. તો પણ એને સાન્ત્વન દેવા આશિર્વાદ દીધો. "વત્સ, તને મારો શિષ્ય લેખું છું. તું ધનુર્વિદ્યામાં કુશળ થઈશ. જા."

એકલવ્ય ગયો.

એકાન્ત અરણ્યમાં જઇ એકલવ્યે એક આશ્રમ બાંધ્યો. એક ઉંચું આસન બનાવી ત્યાં દ્રોણગુરુની પ્રતિમા સ્થાપી.

દરરોજ સવારે તે પ્રતિમાનું પૂજન કરતો; ને ધનુર્વિદ્યાનો મ્હાવરો વધારતો. જાણે ગુરુની પ્રત્યક્ષ રહી વિદ્યા ભણે છે એમ તે માનતો. દ્રોણાચાર્ય પાસે પાટનગરમાં રહી પોતે શિક્ષા ન લઈ શકયો એ વાત એને જરા ય સાલતી નહિ. આશ્રમની પ્રતિમા એનો ગુરુ હતી. એનું એ ભકિતભાવે પૂજન કરતો. એના સ્મરણમાંજ એ વિદ્યાદાન શીખ્યો જતો. દરરોજ એની નેમ સચોટ થતી. બાણ ધાર્યું નિશાન પાડતું.

તે એક સાચા શિષ્યનું જીવન ગાળવા લાગ્યો. તે થોડું જ ખાતો. કપડાંલત્તાંની ટાપટીપ માટે ઓછી પરવા રાખતો. રૂપરંગની તેને દરકાર ન્હોતી. ઉંઘ ને આળસને તે તાબે થતો નહિ. વિદ્યા ગ્રહણ કરવામાં જ એનું લક્ષ હતું. બધો ય વખત ધનુષ્ય બાણનો મ્હાવરો વધારવામાં તે ગાળતો. વખત જતાં તે પણ એક મહા બાણાવળી થયો. એ ગાળાનો શ્રેષ્ઠ બાણાવળી અર્જુન પણ એની તોલે આવી શકે તેમ નહોતું.

એક દિવસે પાંડવો ને કૌરવો મૃગયા રમવા એ જ વનમાં આવી ચડ્યા. સાથે અનેક પરિજનો ને અર્જુનનો ખાસ કુતરો આવ્યો હતો. જંગલમાં બધા ભાઇઓ છુટા પડી ગયા. શિકાર કરતાં જુદી જુદી દિશામાં વિખરાઈ ગયા.

અર્જુનનો કુતરો ભમતો ભમતો એકલવ્યના આશ્રમ આગળ આવી ચઢ્યો. ચિથરેહાલ જટાધારી જુવાનને જોતાં જ કુતરાને અજાણ્યું લાગ્યું. તે જોરથી ભસવા મંડ્યો. એકલવ્ય એથી ચીઢાયો. તેણે ધનુષ્ય ખેંચી સાત બાણ છોડ્યાં.

જરા પણ ઈજા કર્યાવિના એ તીર કુતરાના પોલા મ્હોંમાં ભરાઇ ગયાં. એનું મ્હોં એમ ને એમ રહી ગયું. એનાથી ભસી શકાયું પણ નહિ!

ગભરાટનો માર્યો કુતરો પોતાના માલીક પાસે દોડી ગયો. કુતરાના મ્હોંમા બાણુનો ભારો જોઈ અર્જુન આશ્ચર્યચકિત થયો. એવી રીતે મ્હોંમાં બાણ ભરવાં એ કંઇ સહેલી વાત ન્હોતી. પોતાની જાતને સમર્થ બાણાવળી માનતો અર્જુન પણ એ પરાક્રમ કરી શકે તેમ ન્હોતો. દ્રોણાચાર્યે કહ્યું હતું કે એ વિદ્યા તેમના પોતાના શિવાય બીજા કોઈને આવડતી ન્હોતી. અર્જુન શિવાય બીજા કોઇને તેમણે તે શીખવાડી ન્હોતી. તો અરણ્યમાં આવું અદ્દકું કામ કરનાર કોણ જાગ્યો ?

કુતરાની પાછળ અર્જુન તથા બીજા ભાઈઓ એકલવ્યના આશ્રમ આગળ આવ્યા. પડપૂછ કરી એની પૂરી પિછાણ કરી. એકલવ્યે પોતાની ઓળખાણ આપી જણાવ્યું કે પોતે દ્રોણગુરુનો શિષ્ય હતો.

એથી અર્જુન તો ખૂબ ચીઢાયો. તેને લાગ્યું કે પોતાના ગુરુએ એને દગો દીધો હતો. દ્રોણાચાર્યે વનમાં પોતાનો એક શિષ્ય છે એમ કોઈ દિવસ ઉચ્ચાર્યું ન્હોતું. તુરત જ તેઓ રાજમંદિર તરફ વળ્યા. અર્જુન દ્રોણાચાર્ય પાસે દોડ્યો ને પોતાનો ઉભરો કાઢ્યો: "ગુરુજી ! આપ મને વારંવાર કહેતા આવ્યા છો કે મારા જેવો પરાક્રમી આપનો એક પણ શિષ્ય નથી. તો આ શું ? વન વગડાનો આપનો શિષ્ય તો મ્હને ય પાણી ભરાવે તેવો છે !"

પહેલાં તો દ્રોણાચાર્ય આ સર્વ સાંભળી અજબ થયા. પરંતુ જ્યારે અર્જુને કહ્યું કે તે વનચર એક ભિલ કુમાર હતો એટલે તુરત જ બધી વાત એમના ધ્યાનમાં આવી ગઈ. પોતાનું વચન પણ એમને સાંભર્યું.

અર્જુનને સાથે લઇ પોતે એકલવ્યના આશ્રમે પધાર્યા. દૂરથી ગુરુને જોતાં જ એકલવ્ય દોડયો. ગુરુને ચરણે આળોટી પડયો. ગુરુજીને આશ્રમમાં લઈ તેમનું યથાવિધિ પૂજન કર્યું ને સાષ્ટાંગ પ્રણામ કર્યા: "ગુરુજી! આપનો બહુ ઉપકાર થયો. આપની કૃપાથી જ હું ધનુર્વિદ્યા મેળવી શકયો છું. યુદ્ધકળામાં પ્રવીણ થયો છું. આપની દયાને ઉદારતા માટે જેટલો આભાર માનું તેટલો ઓછો છે."

દ્રોણ પ્રસન્ન થયા. "વીર કુમાર! તારા શબ્દોથી હું પ્રસન્ન થયો છું. તું મારો શિષ્ય છે. હવે તારો વિદ્યાભ્યાસ સંપૂર્ણ થયો. માત્ર ગુરુદક્ષિણા બાકી છે."

"ગુરૂજી! આજ્ઞા કરો. આ શિષ્ય આપનું વચન માન્ય કરવા તૈયાર છે"–એકલવ્યે જવાબ વાળ્યો. "કહો. કહો. આપને માટે હું શું કરૂં? આપને હું શું આપી શકું?"

"ગુરુદક્ષિણામાં માત્ર તારો જમણો અંગુઠો કાપી આપ!" દ્રોણે જણાવ્યું, "પરન્તુ એનું પરિણામ તને ખબર છે? તારાથી ધનુષ્ય વાપરી શકાશે નહિ. તારી ધનુર્વિદ્યા અફળ જશે."

"એમાં શું? ગુરુજી! આપનાથી મારી વિદ્યા વધારે છે? લ્યો." એમ કહી હસતા મ્હોંએ બાણથી જ પોતાનો જમણો અંગુઠો કાપી વીર એકલવ્યે ગુરુને ચરણે ધરી દીધો.

---

# મ ણિ

**મણિને** માથે પીસ્તાળ પડતી હતી. નહિ મા કે બાપ ! બીચારીની દાદ કે ફરિયાદ કોણ લે ? ગરીબ ઘરની દિકરી ને વળી નબાપી. કરિઆવર કોણ કરે ?

અને કરિઆવરવિના સાસરામાં સમાસ શે થાય ? સાસુ પણ એવી મળેલી કે ન પૂછો વાત ! સાતસાત દિકરાની વહુવારૂમાં મણિ એકલી જ કમનસીબ કે સાસુના દોરમાં દબાઈ જવું પડે.

સૌને વાસ્તે સારી સારી રસોઇ થાય, પણ મણિની કોને દરકાર પડી હોય ? એને માટે તો કોઇ વખત બળ્યું જળ્યું કાંઈ મળે તે યે મિષ્ટાન્ન બરાબર. રોજ એની સાસુ એને સારૂ ઘેંસ તૈયાર કરે.

રોજ ને રોજ ઘેંસ શીરાવવી શે ભાવે ? પણ ગરીબ બિચારી મણિ કોને કહે ? એ તો દહાડે ના સૂકાય તેટલી રાતે સૂકાય ને રાતે ના સૂકાય તેટલી દહાડે સૂકાય.

એવામાં એની નણંદને ત્યાંથી લગનની કંકોતરી આવી. પંદર દહાડા આગમચથી બધાંને તેડાવ્યાં હતાં.

આખુ ઘર જવા તૈયાર થયું એટલે મણિને સાથે લેવાની વાત થઈ. નહિ તો એનો ભાવેય કોઇ ન પૂછત. સૌને માટે સારાં સારાં ઘરેણાં ને લુગડાં લેવાયાં. પણ મણિને ફાટલાં લુગડાં ને જે હોય તેનાથી જ ચલાવવાનું હતું.

મનમાં બિચારી બહુએ લજવાય ને કચવાય. પણ જે વાતનો ઉપાય નહિ તેનું શું થાય !

અને નણંદને ઘેર લગન જેવાં લગન આવ્યાં પણ કોઇએ એની બિચારીની સરભરા એ ન કરી.

લગનનાં ગીત ગવાતાં હતાં ત્યારે બધાંએ એને બનાવવાને કાંઇક ગાવાનો આગ્રહ કર્યો. એનું હૈયું ખોલવાનું એને મન થઈ આવ્યું.

માણસનું હૈયુ દુઃખ ખમી ખમીને કાયર થઈ જાય છે ત્યારે પોતાની મેળે જ પોકારી ઉઠે છે. તેમ મણિનું હૈયુ કકળી ઉઠ્યું હતું. આપોઆપ એનાથી ગવાઈ ગયું:

**'ઘેરે ઘેંસ ને બ્હારે ઘેંસડાં,**
**'લુગડાં ખાસ્સાં કાળાં મેશડાં!'**

મણિનો સુર એની સાસુએ સાંભળ્યો ને એનો પીત્તો ઉકળ્યો. મણિના ગીતે એના પેટમાં તેલ રેડ્યું. અરરર! આ તો ઢેડફજેતો! તે કેમ થવા દેવાય?

તેણે હિંગળોક જેવી લાલલાલ આંખો કાઢી. મણિનાં એ જોઈને હાજાં જ ગગડી ગયાં. એણે ગીત બંધ પાડયું.

કોઈ પૂછેઃ 'મણિએ એ શું ગાયું?'

'એને તો કાંઇ ગાતાં જ નથી આવડતું.' એની જેઠાણીએ ખુલાસો કર્યો.

એને બિચારીને સારૂ ખાવાનું પણ કોઈ ન આપે. એના નસીબમાં જ ઘેંસ લખાએલી તે બીજું કયાંથી મળે? ત્યાંય એની સાસુ રોજ ઘેંસ કરીને શિરાવવા આપે.

અને મણિને કામનો ઘસડબોજો પણ ઓછો નહિ. મોટાં મોટાં તપેલાં ને કઢાયાં માંજવાનું એને જ માથે.

એક દહાડો એવી રીતે માંજવાનાં વાસણો લઇને એ તળાવે ગઇ. તે દહાડે દૂધપાક કરેલો તે એક તપેલાને ચોંટી રહ્યો હતો. મણિનું

મન લલચાયું. એવો તો એવો પણ દૂધપાક તો ખરો ને! એને એ ખાવાનું મન થયું. તેણે એક વાડકામાં દુધપાક એકઠો કર્યો.

માંજી રહીને ખાઇશ એવો વિચાર કરીને વાટકો એક બાજુ મૂકીને એ વાસણ માંજવા બેઠી.

એવામાં એક નાગણ આવી ચડી. દૂધપાકની વાસ આવી તે એ વાડકા તરફ દોડી અને આખોએ વાડકો સાફ કરી ગઇ.

નાગણ ગર્ભવતી હતી.

એનું હૈયું દૂધપાક ખાઈને ટાઢું પડયું. એને કાંઇક વિચાર થયો ને એક બાજુ લપાઇને ઉભી રહી.

મણિ વાસણ અજવાળીને જૂએ છે તો વાડકો સફાચટ થઇ ગયેલો! એનું બિચારીનું મોઢું લેવાઇ ગયું. મહા મહા મહેનતે એકઠો કરેલો દુધપાક કોણ ખાઇ ગયું હશે?

એ ગમે તેવી ગરીબ અને હીણાયલી હતી તો પણ હૈયાની ઉદાર હતી. એ બોલી ઉઠી: ‘જેણે ખાધું હોય તેનું હૈયું ઠરજો!’

તેના આ શબ્દો સાંભળીને નાગણ અચરજ પામી.

એણે ધીમેથી સાદ કર્યો: ‘ દિકરી! આમ જો.’

એ કોણ બોલ્યું? મણિએ આમ તેમ જોયું. પણ કોઇ જણાય જ નહિ!

ફરીથી નાગણ બોલી: ‘ દિકરી! આમ જો.’

મણિને કાંઈ સમજ જ ન પડે.

નાગણ સામી આવી. મણિ એને જોઇને બ્હીની. નાગણ કહે, “ ઉભી રહે દિકરી! એમ નાસવાની જરૂર નથી.’ એમ કહીને એણે તરત જ સ્ત્રીનું રૂપ ધારણ કર્યું.

રૂપરૂપના અંબાર જેવી નાગ રાણીને જોઇ મણિના અચંબાનો પાર ન રહ્યો.

નાગરાણી કહેઃ 'બેટા! તું દુઃખિયારી લાગે છે! તારે શું દુઃખ છે તે કહે.'

મણિને કાંઈક હૈયાધારણ મળી, ને એને આનંદ થયો. દુઃખીને પોતાના દુઃખની વાત સાંભળનાર મળે તો એનું અરધું દુઃખ ઓછું થઈ જાય છે.

મણિએ પોતાનાં દુઃખની વીતક વાત કહી બતાવી. સાસુના ત્રાસની વાત સાંભળી નાગરાણીનું અંતર દાઝયું! અરરર! માણસ જાત આટલી બધી નિર્દય ને ઘાતકી!

'ગભરા નહિ દિકરી! હવે તારે એ ઘેંસ ખાવાની જરૂર નથી. તારા સાસરાના ગામના તળાવની પાળે એક રાફડો છે. ત્યાં આગળ આવજે ને તારૂં પેલું 'ઘેરે ઘેંસ ને બ્હારે ઘેંસડાં'નું ગીત ગાજે, એટલે તારે જે ખાવાની ઈચ્છા હશે તે ખાવાનું મળશે. આજથી અમને જ તારાં માબાપ ગણજે. તેં મારૂં અંતર જેવું ઠાર્યું છે તેવું તારૂં હૈયું જ્યારે ઠરશે ત્યારે જ મને જંપ વળશે.'

મણિના આનંદનો પાર ન રહ્યો. આવાં દેવ જેવાં માબાપ એને મળશે એવો એને સ્વપ્ને પણ ખ્યાલ ન હતો.

લગ્ન થઇ ગયાં. બધાં ઘેર ગયાં. મણિએ પહેલું કામ પેલો રાફડો શોધી કાઢવાનું કર્યું.

ત્યાં બેસીને એણે લલકાર્યું:

'ઘેરે ઘેંસ ને બ્હારે ઘેંસડાં,
'લુગડાં ખાસ્સાં કાળાં મેશડાં.'

આકાશમાં એક નાનું સરખું વાદળું દેખાયું. એ ધીરે ધીરે નીચે આવ્યું. તેમાંથી એક સુંદર નાગકુમાર હાથમાં બત્રીસ જાતનાં

શાક, તેત્રીસ જાતનાં રાયતાં, અથાણાં, ચટણી, ને દેવોને દુર્લભ એવા દુધપાકપુરીનો થાળ લઈને ઉતરી આવ્યો ને તે મણિને આપ્યો.

મણિ તો એ જોઈને ગાંડી ગાંડી થઈ ગઈ! શી એનાપર નાગરાણીની દયા !

અને પછી જ્યારે જ્યારે જમવું હોય ત્યારે ત્યારે મણિ તો ત્યાં દોડી જતી.

આવાં ભાતભાતનાં ભોજન મળે ત્યાં ઘેંસનો કોણ ભાવ પૂછે ? રોજ રોજ એણે ઘેંસ છાંડવા માંડી એટલે, અને એનું શરીર હવે સારૂં થતું જતું હતું તેથી, એની સાસુને વહેમ પડયો કે માન ન માન, પણ મણિ કાંઈક છાનું છપનું ખાઈ આવે છે. એણે બધી વહુવારૂઓને કહી દીધું કે મણિ પર સૌએ સખત ચોકી પહેરો રાખવો.

એ રાફડા આગળ જતી તેની સૌને ખબર પડી ગઈ. બધી ય વહુઓએ બારીકીથી જોયુ પણ કોઈને યે એનો પેલો નાગ કુમાર કે ભોજન જણાય જ નહિ ને !

અને મણિને પૂછે પણ એ જવાબ જ શેની દે ? બધાંયે એના પર વીતાડવામાં શું બાકી રાખ્યું હતું ?

એવામાં એને સીમંત આવ્યું.

સૌ કહે: 'એને તે બિચારીને કયાં માબાપ છે કે એનું મોસાળું કરે ?'

મણિ કહે: 'પણ તમારે શું ? મને એક કંકોતરી લખી આપો ને.'

ચાર પાંચ વખત કહ્યું એટલે કંટાળીને એની સાસુએ એને કંકોતરી લખાવી આપી ને એને આપતાં કહ્યું, 'લે આ ફોતરૂં. તારે જ્યાં પહોંચાડવું હોય ત્યાં પહોંચાડજે. તારે કોણ છે તે તારૂં મોસાળું કરવાનું છે ?'

મણિએ તો કંકોતરી લીધી અને પેલા નાગકુમાર સાથે પોતાની માને પહોંચાડી. એની માએ કહેવરાવ્યું કે વખત આવ્યે મણિના બાપ માણસનું રૂપ લઈ આવી જશે ને જે કાંઇ કરીઆવર કરવાનો હશે તે કરી જશે. તારે ગભરાવું નહિ.

મણિને એ સાંભળીને સંતોષ થયો.

સીમંતનો દહાડો આવ્યો એટલે ઘર પૂછતા પૂછતા એક મોટા શેઠ આવી પહોંચ્યા. મણિએ એમને ઓળખ્યા. એના હરખનો પાર રહ્યો નહિ.

શેઠના ઘરને શોભે એના કરતાં પણ ઘણો વધારે પડતો કરીઆવર નાગશેઠે કર્યો.

સૌ પૂછે: 'મણિ! એ તારા શા સગા થાય?'

મણિ કહે, 'કાકા.'

'વાહ! તારા કાકા તો બહુ સારા છે!'

એની સાસુ આવો સામલો જોઇને બદલાઇ ગઈ. એણે મણિની ખાસ બરદાસ લેવા માંડી. મણિનાં માનપાન વધી પડ્યાં. સૌ કોઇ હવે તો એને મણિવહૂ મણિવહૂ કરે!

સાસુએ તો શેઠને જમવાનો બહુ આગ્રહ કર્યો. મણિ કહે: 'મારા કાકા કાંઇ જમતા નથી. તમને ખોટું ન લાગે માટે દૂધ પીશે.'

સાસુએ ખાસ્સી તાજા દૂધની ભરેલી તાંબડી આણી આપી. નાગશેઠે દૂધ પીધું. હૈયું ઠર્યું ને મણિની અક્કલપર તે ફીદાફીદા થઇ ગયા.

રોકાણ કરી રહીને નાગશેઠે ઘેર જવાની રજા માગી અને મણિને પિયર મોકલવા આગ્રહ કર્યો. સાસુએ મણિને મોકલી ને એનાં રૂડાં જતન કરવાની નાગશેઠને ભલામણ કરી.

મણિ તો એના બાપને ઘેર આવી. ઘરબારનો વૈભવ જોઈને એ છક્ક થઈ ગઈ. એની માએ એનાં ઓવારણાં લીધાં.

થોડા દિવસમાં નાગણને સુવાવડ આવી. એણે મણિને કહ્યું: ‘દિકરી! તું આ દીવો ઝાલીને ઉભી રહે. જોજે એ પડી ન જાય. પડી જશે તો મહા અનર્થ થશે. વખતે હું દુઃખ દરદથી કાંઈ આડું અવળું કરી બેસીશ.’

એક પછી એક સાત બચ્ચાં નાગણને આવ્યાં. એક તો આવતુંક ને મણિને પગે વળગ્યું. મણિના હાથમાંથી દીવો પડી ગયો. બધે અંધારૂં થઇ રહ્યું. એ અંધારામાં નાગણના એક નાના સરખા બચ્ચાની પુંછડી કપાઇ ગઇ અને બીજાનું શરીર ચગદાયું.

ધીરેધીરે બધાં મોટાં થયાં પણ પેલાં બેને ખોડ રહી ગઈ. મણિ એમને ખાંડિયા બાંડિયાભાઈ કહીને બોલાવે.

જતે દહાડે મણિને દીકરો આવ્યો.

મણિની ભૂલથી ખાંડિયા બાંડિયાનાં શરીર ખોડવાળાં થયાં હતાં તેથી એ બેઉ ચીડાયલા રહેતા. એક દહાડો તે નાગણને કહે: ‘અમે બેહનના ભાણાને કરડીએ?’

નાગણ કહે: ‘એવું તે થતું હશે? મણિ બેન તો બિચારી બહુ ભલી છે.’

‘અમને હાલા ગાય તો ન કરડીએ.’

મણિએ બેઉ ભાઇઓને પારણામાં સુવાડીને ગાવા માંડ્યું:

‘ખમ્મા મારા ખાંડિયા ભાઇને,
‘ખમ્મા મારા બાંડિયા ભાઇને,
હા......લો.’

પછી તો ગલગોટા જેવા દીકરો લઈને મણિ સાસરે ગઈ. એનાં માન પાનની હવે હદેય ન રહી.

# પીથીયાઝ અને ડૅમન

ઘણા સૈકાઓ પહેલાં યુરોપના સાયરેક્યુઝ નામના નગરમાં ડાયોનીસીયસ નામનો રાજા રાજ્ય કરતો હતો. આ રાજામાં દુર્ગુણોનો પાર ન હતો. તે ક્રોધમાં વિશ્વામિત્રથી પણ વિશેષ, વ્હેમમાં ઔરંગ-જેબથી પણ અધિક, અને નિર્દયતામાં તૈમુરને પણ ટપી જાય તેવો હતો. તેના ઘાતકીપણાની અનેક કથાઓ કહેવાઈ છે. જેના પર તે વ્હેમાતો તેને તે હમેશાં મરણની જ શિક્ષા કરતો. તેનું કેદખાનું અનેક નિર્દોષ માણસોથી ભરપૂર રહેતું. પોતાના મતથી જૂદા પડનારને તે દુશ્મન ગણતો. પોતાને ન ગમે તેવી શિખામણ આપનારપર તે ક્રોધ કરતો. જે તેના વ્હેમનો ભોગ થવા જેવું વર્તન રાખતો, તે મરણને શરણ થતો.

આવું વર્તન ડાયોનીસીયસને પીથીયાઝ નામના માણસમાં જણાયું. પીથીયાઝ પર તેનો વ્હેમ બળવાન થયો. વ્હેમથી દુર થવા પીથીયાઝને તેણે મોતની શિક્ષા ફરમાવી.

પીથીયાઝ મોત સહન કરવા તૈયાર હતો. પણ તેને પોતાના દેશમાં જર જમીન વગેરેની વ્યવસ્થા કરવાની હતી. તેથી તેણે થોડાક દિવસ ત્યાં જવાની રજા માગી. પોતાનું કામ પુરૂં થયે તરત પાછા આવી પોતાને થયેલી શિક્ષા ખમવાનું તેણે વચન આપ્યું.

પણ ડાયોનીસીયસ કંઈ એમ માને ? જે વ્હેમનો ભંડાર હોય તે પીથીયાઝને એમ કંઈ છટકવા દે ? તેણે મજાકમાં જ કેદી પીથીયાઝને કહ્યું:–"તારા કામની વ્યવસ્થા કરવા તારે દેશ જવું હોય તો મને વાંધો નથી. પણ તારા આવતા સુધી જામીન તરીકે જો કોઈ રહે, અને ઠરાવેલા વખત સુધીમાં તું ન આવે તો ફાંસીને લાકડે લટકવાનું તે કબુલ કરે તો હું તને ખુશીથી રજા આપવા તૈયાર છું."

આમ કહેવામાં ડાયોનીસીયસનો એવો ઈરાદો હતો કે આવી જોખમભરેલી કબુલાત કોઈ આપશે જ નહિ અને પીથીયાઝ જઈ શકશે પણ નહિ. પણ તેના ધાર્યાથી ઉલટું જ બન્યું.

પીથીયાઝને ડૅમન નામનો દિલોજાન મિત્ર હતો. આ બન્ને મિત્રો પાયથેગોરીયન નામના પંથના ભક્તો હતા. આ પંથમાં અખંડ સંયમ અને ઉંચા પ્રકારના ચારિત્ર્યનું શિક્ષણ આપવામાં આવતું હતું. મિત્રના કરતાં પ્રાણની વધારે કિંમત ન ગણવી એ સાર આ બંને મિત્રોએ આ પંથમાંથી ગ્રહણ કર્યો હતો. જરા પણ અચકાયા વિના ખુશમિજાજથી ડૅમને આગળ આવી રાજાને પોતાના મિત્રના જામીન તરીકે રહેવાની ખુશી બતાવી, અને તે જો અમુક વખતમાં ન આવી પહોંચે તો તેની શિક્ષા પોતે સહન કરવાની કબુલાત આપી.

વ્હેમી રાજા નવાઈ પામ્યો. પણ પોતે વચનથી બંધાઈ ગયો હતો એટલે તેણે કેદીને છુટો કરી તેને વતન જવાની રજા આપી, અને અમુક દિવસ સુધીમાં આવી પહોંચવું એમ ઠરાવ્યું.

સાયરેક્યુઝ નગરના લોકો નવાઈ પામ્યા. ડૅમન માટે તેમને દયાની લાગણી ઉત્પન્ન થઈ. તે બિચારાનો જાન જશે એવો તેમને ભય લાગ્યો.

વખત વખતનું કામ કરવા લાગ્યો. ઠરાવેલી મુદત નજીક આવવા લાગી. આખા શહેરમાં પીથીયાઝ રાત દિવસની વાતોનો મુખ્ય વિષય થઈ પડ્યો.

લોકોમાં અનેક અનુમાનો થવા માંડ્યા. જેને જેમ ફાવે તેમ તેણે કહેવા માંડયું. નિર્દય રાજા મુદત લંબાવવા જરા પણ રાજી ન દેખાયો. ડેમનને દંડ દેવામાં તે મક્કમ થયો. વખત પાણીના પ્રવાહની માફક પસાર થવા લાગ્યો. પીથીયાઝને આવવા ઠરાવેલા દિવસમાં માત્ર એક જ દિવસ બાકી રહ્યો. લોકોએ પીથીયાઝના આવવાની આશા છોડી. બીચારો ડૅમન માર્યો જવાનો, એવી દયા ભરેલી લાગણી દરેકને થવા લાગી.

પણ ડૅમનની શી સ્થિતિ હતી? લોકો એમ ધારતા હતા કે તે તો ચિંતાથી ગળાઇ ગયો હશે. મોતના ભયથી કંપતો હશે, ને મુદત વધારવા રાજાને તે વીનવતો હશે.

પણ વાસ્તવિક રીતે તેમ ન હતું. ડૅમન સાધારણ માણસ ન હતો. મિત્રને માટે પ્રાણ આપવો એને તે અહોભાગ્ય સમજતો હતો. તેને પક્કી ખાત્રી હતી કે પીથીયાઝ આવી પહોંચવાનો જ. અને જો ન આવે તો કંઈ ખાસ અકસ્માતથી જ તે રોકાયો હોવો જોઇએ. તે આનંદમાં જ રહેતો. મધુર હાસ્ય જાણે તેના મુખપર નૃત્ય કરી રહ્યું હોય તેવો તેનો સુંદર અને પવિત્ર ચહેરો જોનારને લાગતો હતો.

આખરે છેવટનો દિવસ આવ્યો. આ દિવસની સાંજ સુધીમાં પીથીયાઝ ન આવે તો તરત જ ડૅમનને ફાંસીએ ચડાવી દેવા એવો નિર્દય ડાયોનીસીયસે હુકમ ફરમાવ્યો.

સવાર વીતી ગઇ. બપોર થયા, ને ગયા. ક્રૂર સાંજ, ભયાનક કાળની માફક જડબાં ફાડી જાણે ડૅમનનો કોળીયો કરી જવા તૈયાર હોય તેમ જગત પર આવી ઉભી રહી. ફાંસીએ ચડાવવાના મેદાનમાં ડૅમનને લાવવામાં આવ્યો. આંસુભીની આંખોએ નગરજનો આવી મેદાનની આસપાસ ટોળું વળીને ઉભા.

માત્ર અરધા કલાકની વાર હતી. લોકો ગળગળા થવા લાગ્યા. દયાના ઝરાઓ તેમના હૃદયમાં વહેવા લાગ્યા. ભલા આદમીઓના હૃદયમાં કંપારી પસાર થવા લાગી.

અડધો કલાક જતાં વાર ન લાગી. પીથીયાઝ ન આવ્યો. છેવટનો હુકમ અપાયો. જરા પણ ગભરાયા વિના ડૅમન ફાંસીએ ચડવા તૈયાર થયો.

પણ મનુષ્ય ધારે છે કાંઇ, ને ઇશ્વર કરે છે કાંઇ. લોકોની આંખમાંથી દડદડ આંસુ પડતાં હતાં. ફાંસી આપનાર જેવો દોરી ખેંચવા જાય છે કે જોરથી "સબુર! સબુર!"ની બૂમ દુરથી આવતી સંભળાઇ. વીજળીના વેગથી દોડતો, જરા પણ શ્વાસ ખાધાવિના પીથીયાઝ આવતો જણાયો. ફાંસી બંધ રહી. અચંબાના સાગરમાં બધા ગરકાવ થઇ ગયા. બંને મિત્રોપર લોકોને અખૂટ વહાલ છુટયું.

પીથીયાઝ પોતાના મિત્રને ખુબ જોરથી ભેટયો. લાગણીનું જોર એટલું બધું હતું કે શું કહેવું તે પણ તેને સૂઝયું નહિ. નદીમાં પૂર આવવાથી તેને આડે રસ્તે આવતાં આટલી વાર લાગી તે માટે માફી માગી પીથીયાઝ ફાંસી ઉપર ચડવા તૈયાર થયો. ડાયોનીસીયસ આ બનાવથી એવો આભો બની ગયો કે તેણે ત્યાં ને ત્યાં જ પીથીયાઝને માફી આપી. જો દુનિયામાં મિત્રો થજો તો વીર પીથીયાઝ અને ડૅમન જેવા જ થજો.

---

# હેન્સ

ફુલો ને લીલોતરીનાં ખેતરો પડ્યાં હતાં. પતંગિયાં ને ભમરા ઉડતા'તા. કોઈ વાર ચકલી બોલતી'તી. કોઇ વાર ચંડોળ બોલતું'તું. કોઈવાર બુલબુલ ગાતું હતું. ને કોઈ વાર તમરૂં તમતમતું હતું.

ગામ ઘણે દૂર હતું. માણસો બધા ઘેર હતાં. સીમ આખી એકલી હતી. ત્યાં કોઇ નહોતું.

બે ભાઇઓ રમતા હતા. એકનું નામ હેન્સ. બીજાનું નામ નથી આવડતું.

એક કોર ગામ. એની બીજી કોર દરીઓ. વચ્ચે મોટો બંધ. એવો તો જાડો કે ઉપર ગાડાં ચાલે. બંધ જરાક તુટે તો થઈ રહ્યું. ચારે કોર પાણી પાણી. એકે જીવ જીવે નહિ.

"એલા હેન્સ, જો તો ખરો. આ નાનકડું કાણું શેનું?"

"અહીં તો બડબડીયાં બોલે છે. કાણું ક્યાં છે? બતાવ જોઇએ."

"આ રહ્યું. જરા પાણી ગળે છે."

"હાય, હાય, આ તો બંધમાં કાણું પડયું! શું કરશું?"

હેન્સે ચારે કોર જોયું. દુર દુર નજર કરી. કોઈ ન મળે. કાણાં તરફ જોયું. પાણીનાં ટીપાં પડતાં હતાં. ફરી વાર ચોમેર

આંખ ફેરવી. કોઇ મળે નહિ. કાણાં સામે જુએ તો જરા મોટું થએલું. હળવે હળવે પાણી ગળતું હતું.

ગામમાં જઈને ખબર કહે તો ? પણ તેટલામાં તો ગાબડું પડે. પછી સાંધ્યું ન સંધાય. ઘડીકમાં દરીયો ફરી વળે. ગામ આખું રસાતળ. ત્યારે ?

હેન્સે ચારે કોર જોયું. ઉંચે જોયું. નીચે જોયું. ઉંડા અંતરમાં જોયું.

'એલા નાનકા, દોડ દોડ, ગજબ થશે. જઈને બાપુને કહે કે બંધમાં કાણું પડ્યું છે. જોજે ક્યાંઇ ઉભો રહ્યો તો. કહેજે કે-હેન્સ કાંણામાં આંગળી ખોસીને ઉભો છે. જીવ જશે પણ આંગળી નહિ ખસે.'

નાનકો ઉપડ્યો. જાણે પવનનો ઘોડો. એ ગયો; એ ગયો. ક્યાંનો ક્યાંઇ નીકળી ગયો. દેખાતો ય બંધ થઈ ગયો.

દરીયો ઘુઘવે છે. પ્રલયની વાતો કરે છે. પત્થરપર પછડાઈ પછડાઇને પાછો વળે છે. પાસે ને પાસે આવતો જાય છે.

હેન્સ કહે,–" આંગળી તુટી જાય તો યે શું ? બહાર કાઢું તો તો થઈ રહ્યું. ઘડીકમાં આખું ગામ તણાઇ જાય."

આંગળી બ્હેરી થઇ ગઈ. હાથ ઠરવા લાગ્યો.

હેન્સે હાથને બીજે હાથે ઘસ્યો. પણ શું વળે ?

હાથ બ્હેરો ખોડ થઇ ગયો. હેન્સે ચારે કોર જોયું. આવે છે કોઇ માનો પૂત ? આવે છે કોઈ માનવીની જાત ? પણ નિરાશ !

હાથ તો તુટું તુટું થઈ રહ્યો. કાંડું તો જાણે હીમ થઇ ગયું. થડીકમાં તો કોણી પણ ઠંડી. એવી તો પીડા કે વાત કરો માં. પણ હેન્સ આંગળી શેનો કાઢે? એ તો ખોસી તે ખોસી.

પણ ત્યાં તો ખભામાં ને ત્યાંથી વાંસામાં સડાકે સડાકા. ઉભે વાંસે શૂળ નીકળ્યું.

હેન્સે ચોમેર આંખ ફેરવી. કોઈ ન મળે. અરેરે! આટલી બધી વાર?

એટલું સખ્ત શૂળ કે સહ્યું ન જાય. હેન્સે માથું બંધ ઉપર ટેકવ્યું. કાન બંધને અડયો. દરીઆનું ભીષણ વચન સંભળાયું.

“છોકરા, સમજ, સમજ. આંગળી કાઢી લે. જાણતો નથી, હું મહાન સાગર છું? મારી સામે થનાર તું કોણ? મને રોકનાર તું કયાંકનો?”

હેન્સનું હ્રદય ધ્રુજી ઉઠયું. અરે! હજી કોઈ આવ્યું નહિ.

દરિયાની ભયંકર વાણી ફરી સંભળાઇ.

“નાસી છુટ, નાસી છુટ.
તારૂં મોત આવ્યું છોકરા.
તારૂં મોત આવ્યું.
ઉભો રહે, આ આવ્યો છું.”

હેન્સને હૈયે હામ ન રહી.

“આંગળી કાઢી લઉં? નાસી જાઉં? મોતમાંથી ઉગરૂં? નહિ. નહિ. એમ કદી નહિ બને. આંગળી તો શું, પણ જીવ જાય તો પણ શું? ચાલ આવી જા. હેન્સ અડગ છે. થાય તે કરી લે.”

હેન્સે દાંત પીસ્યા. આંગળી કાણામાં જોરથી દબાવી.

એ........પણે માણસો દેખાય. એ નજીક આવી પહોંચ્યા-આ આવ્યા.

હાશ !

"સાબાશ. હેન્સ, સાબાશ. હેન્સ, ફીકર નહિ. આવી પહોંચ્યા છીએ."

પાવડા ને કોદાળીઓ લઈને ટોળું મંડી પડયું. એક પળમાં તો કાણું બરાબર.

હેન્સનો વરઘોડો કાઢયો.

આજુબાજુ સીપાઈઓની હાર ને વચ્ચે હેન્સ. એક મોટા સીપાઈના ખભા ઉપર હેન્સ બેઠો હતો.

લોકો બોલતા હતા.

"સાબાશ, હેન્સ, સાબાશ !"

*** આનંદધારા ભાગ ૪ સમાપ્ત ***

# આનંદધારા ભાગ ૪માટે અભિપ્રાયો

"× × છેલ્લાં ૮ વર્ષથી ચાલતા 'બાલજીવન' માસિકમાં આવેલી વાર્તાઓનાં ટીપાં ભેગાં કરીને 'આનંદધારા' કરી છે. આનંદધારાનું જળ મીઠું અને તૃષા છીપાવે તેવું છે, અને શરીરને આરોગ્ય આપે તેવું છે. આ 'આનંદધારા'નાં ૧૮ ટીપાં છે. અને એક એક ટીપાઉપર કંઇ હેતુરૂપી કમળ ખીલેલું હોવાથી તે કલમનેમોને, અંતરને અને આત્માને આલ્હાદથી ભરી દે છે."

**નૂતનગુજરાત**

*　　*　　*　　*　　*

"× × વાર્તાઓની ગુંથણી રસમય હોવાને લીધે બાલકો સિવાયના વાચકવર્ગને પણ તે રસીક નિવડે તેવી છે. આ પુસ્તક પ્રત્યેક વત્સલ માબાપે પોતાનાં બાલકોના હાથમાં મૂકવા જેવું છે. × ×"

**સૌરાષ્ટ્ર**

*　　*　　*　　*　　*

"× × આ નાનો સંગ્રહ અગાઉના ત્રણ જેવો સફળ થયો કહેવાય. બાળવાર્તાનાં મુખ્ય જે અંગો ભાઇ રમણલાલે પ્રસ્તાવનામાં ગણાવ્યાં-વસ્તુ અને શૈલી,-તે બંનેની કસોટીએ ચડાવ્યા છતાં આ સંગ્રહ એની સરસાઇ સાચવી રાખશે."

**સાહિત્ય**

*　　*　　*　　*　　*

"× × વાર્તાઓ રસ પડે તેવી છે. વાર્તાઓની પસંદગી કરવામાં વસ્તુ અને શૈલિ એ બે બાબતો તરફ લક્ષ આપ્યાનું યોજક કહે છે. આ બંને બાબતો લક્ષમાં લઇને જ વાર્તાઓની × × કિંમત આંકવી જોઇએ. આ વાર્તાઓમાં આ બંને બાબતનું ધોરણ સારૂં સચવાયું છે. × × કાગળ, છપાઈ, પૂઠું વગેરે સારાં છે. × × આ પુસ્તક આવકારને પાત્ર છે. × ×"

**પુસ્તકાલય**